॥ ॐ ॥

# ॥ श्री विष्णु सहस्र ॥

---

## ॥ गुजराती टीका सहित ॥

### ॥ श्लोक ॥

यस्यस्मरणमात्रेण जन्मसंसारबंधनात् ॥
विमुच्यतेनमस्तस्मैविष्णवेप्रभाविष्णवे ॥१॥

ટીકા—આ જગતના ઉત્પન્ન કરનાર (જે) વિષ્ણુ ભગવાનના સ્મરણ માત્રે કરી જન્મરૂપિ સંસાર બંધનથી મનુષ્ય મુક્ત થાયછે. હેવા વિષ્ણુ ભગવાનને મારો નમસ્કાર થાઓ ॥૧॥

### ॥ वैशंपायन उवाच ॥

श्रुत्वाधर्मानशेषेण पावनानिचसर्वशः ॥
युधिष्ठिरःशांतनवंपुनरेवाभ्यभाषतः ॥२॥

ટીકા—એવી રીતે નમસ્કાર કર્યા પછી વૈશંપાયન મુની રાજા જન્મેજયને કહેછે. (કે) હે જન્મેજય ધર્મરાજા સમગ્ર પણ ધર્મો તથા પવિત્રકારક રહસ્યો સાંભળી ફરી ભીષ્મને યુધિષ્ટર પુછેછે ॥૨॥

किमेकंदैवतंलोके किंवाप्यकंपरायणम् ॥
स्तुवन्तःकंकमर्चन्तःप्राप्नुयुर्मानवाःशुभम् ॥३॥

ટીકા—યુધિષ્ટર પુછેછે. (કે) હે કુલાચાર્ય આ લોકમાં ઉપાસના યોગ્ય દેવ તથા મુખ્ય પ્રાપ્તિ થવા યોગ્ય કોણછે. ત-

થા જેની સ્તુતી કરતો પુજા કરતે મનુષ્ય મોક્ષ પામે તે કોણ દેવ છે. ॥૩॥

कोधर्मसर्वधर्माणांभवतःपरमोमतः ॥
किंजपन्मुच्यतेजन्तुर्जन्मसंसारबन्धनात्॥५॥

ટીકા—સર્વ ધર્મમાં તમારા મતથી કીયો ધર્મ શ્રેષ્ટછે અને જપ કોનો છે. જેના જાપથી મનુષ્ય જન્મરૂપ સંસાર બંધનથી છુટેછે. ॥૫॥

जगत्प्रभुंदेवदेवमनंतंपुरुषोत्तमम् ॥
स्तुवन्नामसहस्रेणपुरुषःसततोत्थितः ॥६॥
तमेवचार्चयन्नित्यंभक्त्यापुरुषमव्ययम् ॥
ध्यायन्स्तुवन्नमस्यंश्चयजमानस्तमेवच ॥७॥
अनादिनिधनंविष्णुंसर्वलोकमहेश्वरम् ॥
लोकाध्यक्षंस्तुवन्नित्यंसर्वदुःखातिगोभवेत् ।८।
ब्रह्मण्यंसर्वधर्मज्ञंलोकानांकीर्तिवर्धनम् ॥
लोकनाथंमहद्भूतंसर्वभूतभवोद्भवम् ॥९॥

ટીકા—એવું રાજાનું ભાષણ સાંભળી ભીષ્માચાર્ય રાજા પ્રત્યે કેતા હુવા કે હે રાજા જગતના સ્વામી એટલે પ્રભુ તથા દેવોના દેવની સ્તુતી કરે અનંત એટલે નાશ રહીત પુરૂશોત્તમ એટલે બંધન અને જીવનમુકતથી વિલક્ષણ છે. એવા ભગવાનની સ્વસ્થ થઈ. સહસ્ત્ર નામથી સ્તુતિ કરતો કરતો અને એજ અવિનાશી પુરૂષને પુજતો પુજતો (અનાદીનીધનઃ) જેને જન્મ મરણ છે નહી અને (વિષ્ણુ) વ્યાપક છે તથા સર્વ લોકોના મહેશ્વર છે. તેમનો તેમના ધ્યાન પ્ર-

શંશા નમસ્કાર અને પુજા કરતો થકો સર્વ લોકોના પ્રવર્ત્તક તથા વેદ અને બ્રહ્માને પણ હીતકારક અને સર્વ ધર્મને જાણનાર ભક્તોની કીર્ત્તી વધારનાર લોકોના નાથ રૂપ અને પંચ ભુતને સર્વ પ્રાણીઓની જન્મ ઉત્પત્તિ કરનારા છે. એવા વિષ્ણુ ભગવાનની સ્તુતી કરતો થકો સર્વ દુખોથી મુકત થાયછે. ॥ ૯ ॥

एषमेसर्वधर्माणां धर्मोऽधिकतमोमतः ॥
यद्भक्त्यापुंडरीकाक्षं स्तवैरर्चेन्नरःसदा ॥१०॥

ટીકા—આ વૈષ્ણવ ધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ટ છે. માટે હે મનુષ્યો કમળ સરખા વિસાળ નેત્રવાળા વિષ્ણુ ભગવાનનું ભક્તી પૂર્વક અરચન અને સ્તુતી કરો. ॥ ૧૦ ॥

परमंयोमहत्तेजः परमंयोमहत्तपः ॥
परमंयोमहद्ब्रह्मःपरमंयःपरायणम् ॥११॥

ટીકા—જે વિષ્ણુ ભગવાનછે. તે આ જગતને પ્રકાશ કરનારૂં મોટું અને સારૂં તેજછે. વળી ઉત્તમ મોટાનાં મોટું તપ પણ વિષ્ણુજછે. તેમ સર્વોત્તમ મોટામાં મોટું બ્રહ્મ પણ વિષ્ણુછે. ને શ્રેષ્ટ ભકતોનો આશ્રય પણ વિષ્ણુ છે. ॥ ૧૧ ॥

पवित्राणांपवित्रंयो मंगलानांचमंगलम् ॥
दैवतंदेवतानांच भूतानांयोऽव्ययःपिता ॥१२॥

ટીકા—જે વિષ્ણુ ભગવાન પવિત્ર દ્રવ્યોમાં પવિત્રછે. અને મંગલના મધે મંગલ છે. દેવતાઓનું દૈવત અને પ્રાણીઓનો નાશ રહિત વિષ્ણુ પિતા છે. ॥ ૧૨ ॥

यतःसर्वाणिभूतानि भवंत्यादियुगागमे ॥
यस्मिंश्चप्रलयंयान्ति पुनरेवयुगक्षये ॥१३॥
तस्यलोकप्रधानस्य जगन्नाथस्यभूपते ॥

विष्णोनामसहस्त्रंमे श्रुणुपापभयापहम् १४॥

ટીકા—જેથી સર્વ ભૂતો યુગના આરંભમાં થાય છે. ને યુગના અંતમાં જે વિષ્ણુમાં લિન થાય છે. જગતના સ્વામી લોકોના પાપ અને ભયને નાશ કરનારૂં વિષ્ણુ સહસ્ત્ર નામનું સ્તોત્ર હે યુધીષ્ટર મારાથી સાંભળ. ॥ ૧૪ ॥

यानिनामानिगौणानि विख्यातानिमहात्मन।
ऋषिभिःपरिगीतानि तानिवक्ष्यामिभूतये १५

ટીકા—જે મહાત્મા વિષ્ણુના ગૌણ નાંમો રૂષિઓએ ગાંન કરેલા હેવા નામોને ધર્મ અર્થ કામ મોક્ષ અને એશ્વર્ય પામવા સારૂ કહીશ. ॥ ૧૫ ॥

विष्णोर्नाम्नांस .स्त्रस्य वेदव्यासोमहामुनिः
छंदोऽनुष्टुप्तथादेवो भगवान्देवकीसुतः १६॥

ટીકા—વિષ્ણુસહસ્ત્ર નામ સ્તોત્રના મુની વેદવ્યાશછે. તથા અનુષ્ટુપછંદ છે. ને દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણભગવાન દેવતા છે. ॥ ૧૬ ॥

विष्णुंजिष्णुंमहाविष्णुं प्रभाविष्णुमहेश्वरम् ॥
अनेकरुपदैत्यांतं नमामिपुरुषोत्तमम् ॥१७॥

ટીકા—વિષ્ણુરૂપને યસસ્વી રૂપને મોટા વીષ્ણુરૂપને જન્મહેતુરૂપ વિષ્ણુને મહેશ્વરરૂપ. અનેક રૂપ દૈત્યોના નાશ રૂપ પુરૂષોમાં ઉત્તમ હેવા જે વિષ્ણુ ભગવાન તેમને હું નમસ્કાર કરૂંછું. ॥૧૭॥

॥ अथ संकल्प ॥

अस्यश्रीविष्णोर्दिव्य सहस्त्रनाम स्तोत्र

म .ामंत्रस्यभगवान्वेदव्यासऋषिः अनुष्टु प्छंदः श्रीकृष्णःपरमात्मा श्रीमन्नारायणो देवता ॥ अमृतांशुद्भवोभानुरितिबीजं॥ देवकीनंदनःस्रष्टेतिशक्तिः ॥ शंखभृन्नंदकीचक्रीतिकीलकम् ॥ शार्ङ्ग धन्वागदाधरइत्यस्त्रम् ॥ रथांगपाणी रक्षोभ्यइतिकवचम् ॥ उद्भवः क्षोभणोदेवइतिपरमोमंत्रःश्रीकृष्णप्रीत्यर्थेसहस्र नाम जपे विनियोगः ॥

ટીકા—આ વિષ્ણુશહસ્ર નામ સ્તોત્ર મહામંત્રના દેવ ભગવાન છે અને વેદવ્યાશ રૂષીછે. અનુષ્ટુપછંદ મોટા ઉત્કૃષ્ટ કૃષ્ણ દેવતા છે. અમૃતાંશુભ્દવો ભાનુ આમંત્ર બીજ છે. દેવકીનંદનઃ સ્રષ્ટેતિ આમંત્ર શક્તી છે. શંખભૃન્નંદકી ચક્રીઆ કીલક છે. સારંગધન્વા ગદાધર આમંત્ર અસ્રછે. રથાંગપાણી રક્ષોભ્ય આમંત્ર કવચ છે. ઉદ્ભવ: ક્ષોભણોદેવ આમંત્ર ઉત્કૃષ્ટ છે. શ્રીકૃષ્ણની પ્રીતી શારૂં. આ વિષ્ણુનામ શહસ્ર હું જપુછું. શંકલ્પ કરયા પછી ધ્યાંન:

॥ अथ ध्यानं ॥

ॐ क्षीरोदन्वत्प्रदेशे शुचिमणि विलसत्सैकतेमौक्तिकानां मालाक्लृप्तासनस्थःस्फटिकमणिनिभैर्मौक्तिकैर्मंडितांगः ॥ शुभ्रै

रभ्रैरदभ्रैरुपरिविरचितैर्मुक्तपीयूषवर्षैरानं
दीनःपुनीयादरिनालिनगदा शंखपाणिर्मु
कुंदः १

ટીકા—પવિત્ર મણીઓથી શોભીત કીનારાવાળા ક્ષીર સમુદ્ર વચે મોતીઓથી જડેલા આસનપર બેઠેલા અને સ્ફાટીક મણીઓ સરખા સ્વચ્છ મોતીઓના અલંકારો જે મેં અંગે ધારણ કરેલા છે. હેવા અને સ્વેત વાદળપર રચેલા મોતીરૂપી અમૃતના વરસતા વરસાદના બીંદુઓથી આનંદ પામનાર અને ક્રમે કરી ચાર ભુજામાં શંખ, ચક્ર, ગદા અને પદમ જેણે ધારણ કરયાં છે હેવા વિષ્ણુ ભગવાન અમને પાવન કરો. ॥ १ ॥

भूःपादौयस्यनाभिर्वियदसुरनिलश्चंद्रसूर्यौ
चनेत्रेकर्णावाशाशिरोद्यौ मुखमपिदहनो
यस्य वासोयमब्धिः ॥ अंतस्थंयस्यविश्वं
सुरनरखगगो भोगिगंधर्वदैत्यै श्चित्रंरंर
म्यतेतंत्रिभुवनवपुषं विष्णुमीशंनमामि ।२।

ટીકા—પૃથ્વી જેના પગ છે. જેની નાભી આકાશ છે. જેણા પ્રાણ પવન છે. જેનાં નેત્ર સૂર્ય અને ચંદ્ર છે. જેના કાન દીશાઓછે. જેનું મસ્તક દીવલોક છે. જેનું મસ્તક દીવ લોક છે. જેનું મુખ અગ્નિ છે. જેનો સમુદ્રવાસ છે. જેની અંદર આખું જગત રહેલું છે. દેવ માણસ પક્ષી, ગાય, સર્પ. ગંધર્વ અને દૈત્યો જેના ચીત્રને રમે છે. ને જેનું શરીર ત્રણ ભુવન સરખું છે. એવા નીયંતા વિષ્ણુને હું નમસ્કાર કરૂં છું. ૨

अथवा शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥ लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यानगम्यं वंदे विष्णुभवभयहरं सर्वलोकैकनाथम् ॥३॥

ટીકા—શાંત આકારવાળા. સર્પપરસુનાર. નાભીને વીશે કમળના રાખનાર. દેવોના સ્વામી. વિશ્વના આધાર. આકાશ સરખા વ્યાપક. સ્યામવર્ણવાળા. સારા શરીરવાળા. કમળ જેવા નેત્રવાળા. ને યોગીઓ વડે ધ્યાંનથી પામવા યોગ્ય. વળી સંસારના ભયને હરનાર. સર્વ લોકના એક નાથ એવા લક્ષ્મીજીના પતી શ્રી વિષ્ણુભગવાન પ્રત્યે હું જપ તથા પાઠ કરતાં નમસ્કાર કરૂંછું. ॥ ૩ ॥

अथवा ॥ मेघश्यामंपीतकौशेयवाशसंश्रीवत्सांकंकौस्तुभोद्भासितांगम् ॥ पुण्योपेतंपुंडरीकायताक्षं विष्णुवंदे सर्वलोकैकनाथम् ॥ ४ ॥

ટીકા—મેઘ જેવા સ્યાંમ સ્વરૂપવાળાને પીળાંપીતાંબર જેને ધારણ કરયાં છે હેવા ને શોભીત વત્સાંક ચિન્હવાળી છાતીવાળા. અને કૌસ્તુભ મણી સરખા શોભાયમાન અંગવાળા અને પુણ્યથી ભરેલા ને ધોળા કમળ સરખાં છે નેત્ર તે જેનાં હેવા ને સર્વ લોકના એક સ્વામીરૂપ હેવા વિષ્ણુ ભગવાનને હું નમસ્કાર કરૂંછું. ॥ ૪ ॥

अथवा ॥ सशंखचक्रंसाकिरीटकुंडलं सपी

तवस्त्रं सरसोरुहेक्षणम् ॥ सहारवक्षस्थल कौस्तुभाश्रियं नमामि विष्णु शिरसाचतु र्भुजम् ॥ ५॥

ટીકા—શંખ. ચક્ર. ગદા. અને પદમ. જેને હસ્તમાં ધારણ કર્યાં છે ને મુકુટ જેને સિરે ધારણ કરયો છે ને કુંડલે કરી શોભાયમાન કર્ણ છે જેના ને પીળાં પીતાંબરો જેને પેરેલાં છે. ને કમળ દલ જેવાં નેત્ર છે જેનાં અને શોભિત કોસ્તુભ મણીનો હાર જેને હૃદયમાં ધારેલો છે. ને ચાર ભુજ જેના છે. હેવા જે વિષ્ણુ ભગવાન તેમને હું શીર વડે નમસ્કાર કરૂંછું. ॥ ૫ ॥

ॐविश्वंविष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः ॥ भूतकृद्भूतभृद्भावो भूतात्माभूतभावनः ॥१॥

ટીકા—विश्वं—જગતરૂપ. विष्णुः—સર્વ પ્રાણીઓના હૃદયમાં પ્રકાશ કરનાર. वषट्कार—દાંન કરનાર. भूतः—જગતના આદી થયેલા. भव्यः—મચ્છાદીક અવતાર વડે પણ થવા યોગ્ય. भवत—જે વર્ત્તમાન તેના સ્વામી. प्रभुः—સમર્થ भूतकृत्—પ્રાણીઓનો કરનાર. भूतभृत—પ્રાણીઓને પાળનાર અને ધારનાર. भावनः—પ્રાણીઓને આધીન રાખનાર भूतात्मा—સર્વ ભૂત પ્રાણીના અંતરયામી ( આત્મા ) भूत भावनः—ભુતોએ ધ્યાન કરેલા અને ભુતોને શત્તા કરાવનાર ને ભુતોને ઉત્પન્ન કર્ત્તા. ॥ ૧ ॥

पूतात्मापरमात्माच मुक्तानांपरमागतिः ॥ अव्ययःपुरुषःसाक्षी क्षेत्रज्ञोऽक्षरएवच ॥२॥

ટીકા—पूतात्मा—જેનાથી જીવ શુદ્ધ થાય છે તે આપજ

સર્વોત્તમ. परमात्मा—સારી રીતે ભુતોના -હૃદયમાં ગતિ કરનાર. मुक्तानांपरमागतिः મુકત માણસોનો સંબંધ છે તે अव्ययः—નાશ રહીત. पुरुषः—પ્રાણીઓના અંતઃકરણમાં સુનાર. साक्षी—શબ્દાદી વીષયો જાણનાર અથવા સાક્ષાત જુવે તે. क्षेत्रज्ञः—શરીરને જાણનાર અથવા સર્વ ક્ષેત્રોને જાણે તે ડક્ષરઃ—ચલન રહીત અથવા જે સંસારમાં ન પડે તે. ॥૨॥

योगोयोगाविदांनेता प्रधानपुरुषेश्वरः ॥
नारसिंहवपुःश्रीमान्केशवःपुरुषोत्तमः ॥३॥

ટીકા—योग—જેથી કરી આ જીવ ઈશ્વરથી યુક્ત હોય અથવા સમાધી રૂપ. योगविदांनेता—યોગ જાણનાર પુરૂશોને શાંતી કરનાર. प्रधानपुरुषेश्वरः—પ્રકૃતી પુરૂશ જે જીવ તેના ઈશ્વિર અથ મુલ પુરૂશોનો પણ ઇશ્વર. नारसिंहवपुः—કંઈક મનુશ સરખાને કંઈક સીંહ સરખા શરીરને ધારણ કરનાર. श्रीमान—શોભાયમાન केशवः—બ્રહ્મા અને માહાદેવ જેને વીશે રેછે તે. पुरुषोत्तमः—સર્વ પ્રાણીઓમાં ઉત્તમ ॥૩॥

सर्वःशर्वःशिवःस्थाणुभूतादिर्निधिरव्ययः ॥
संभवोभावनोभर्त्ताप्रभवःप्रभुरीश्वरः ॥४॥

ટીકા—शर्वः—જે સર્વ વસ્તુને પ્રાપ્ત હોય તે અથવા બ્રહ્માંડ રૂપ. शर्वः—જે સર્વનો શંહાર કરે તે અથવા માહાદેવ રૂપ. शीवः—કલ્યાણ કારક. स्थांणुः—સર્વમાં સ્થીત હોય તે અથવા થાંભલા રૂપ. भूतादिः—ભુતોનું આદીકારણ. निधिः—આ જગતને નીરંતર ધારણ કરનાર અથવા ભંડાર રૂપ. अव्ययः—અવીનાશી અથવા ચીડા રહીત

संभवः—વારંવાર દુષ્ટોનો નિગ્રહ કરવા સારૂં જન્મ લેનાર. भावना:—સર્વનું ભરણ પોષણ કર્ત્તા અથવા પોતાના રૂપનું ધ્યાંન કરનાર. भर्त्ताः—સર્વ લોકોને ધારણ અને પોષણ કરનાર. प्रभवा—જેથી જગતનો જન્મ થાયછે તે. प्रभु—અત્યંત સત્તા કરનાર અથવા જે ચાહે તે કરાવે ને કરેતે. इश्वर:—ઐશ્વર્યને કરનાર ॥ ૪ ॥

स्यंभूःशंभुरादित्यःपुष्कराक्षोमहास्वनः ॥
अनादिनिधनोधाता विधाताधातुरुत्तमः॥५॥

ટીકા—स्वयंभूः—પોતાની મેળે જન્મ લેનાર. शांभुः—ભક્તોને સુખ કરનાર. आदित्यः—અદીતીનો પુત્રના મન पुष्कराक्ष—કમળ સરખા નેત્ર વાળા महासनः—મોટો શબ્દ કરનાર અથવા વેદાદી જેનો સ્વાસછે તે. अनादिनिधनः—આદી અને નાશ રહીત અથવા જન્મ મરણ રહીત. धाता—જગતનું પાલન કરનાર અથવા શેષાદીક રૂપોએ કરીને જગતને ધારણ કરનાર विधाताः—અતીશેય કરી જગતને ધારણ કરનાર અથવા કર્મ અને ફળનું વિધાન કરનાર. धातुरुत्तमः—બ્રહ્માથી ઉત્તમ. ॥ ૫ ॥

अप्रमेयोरुषीकेश पद्मनाभोऽमरप्रभुः ॥
विश्वकर्मामनुस्त्वष्टा स्थाविष्टःस्थविरोध्रुवः ॥६॥

ટીકા—अप्रमेयः—જાણવાને અયોગ્ય, हृषीकेशः-ઇંદ્રિયોનો સ્વામી.पद्मनाभः—નાભીમાં કમળપુષ્પને ધારણ કરનાર, अमरप्रभुः—દેવોનો પ્રભુ. विश्वकर्माः—જગતમાં કર્મ કરનાર અને દેવોનો શીલ્પી રૂપ. मनुः—મનન શીલા અથવા

ચતુર્દશ મનુ રૂપ. त्वष्टाः—પ્રલયમાં જગતને સુમક્ષ કરે છે તે અથવા શીલ્પી રૂપ. स्थविष्टः—અત્યંત સ્થુલ. स्थविरः-નીશ્ચલ. ध्रुवः—અત્યંત સ્થીર ॥ ૬ ॥

अग्राह्यःशाश्वतःकृष्णो लोहिताक्षोप्रतर्द्दनः ॥
प्रभूतस्त्रिककुब्धाम पवित्रंमंगलंपरम् ॥७॥

ટીકા— अग्राह्यः—મન વાણીથી ગ્રહણ ન થાય તે અથવા જ્ઞાનીઓને પણ ગ્રહણ કરવાને અશક્ય. शाश्वतः-નીરંતર જગતમાં રેનાર. कृष्णः—શત્રુઓને આકર્ષણ કરે તે અથવા ભક્તોના મનનું આકર્ષણ કરનાર. लोहिताक्षः-રાતા નેત્રવાળા प्रतर्द्दनः—પ્રલયમાં જનોને મારનાર અથવા શત્રુઓને અત્યંત ભય પમાડનાર. प्रभुतः—ભક્તો પાસે જનાર અથવા ઐશ્વર્યા દીક અધીક જ્ઞાનવાળો. त्रिककुब्धामः—રજ સત્વ અને તમ એવા ગુણે કરી ઉંચે નિચે અને મધ્યે રેહેનાર. पवित्रंः—જે ભગવાનથી બીજી કંઇપણ વસ્તુ પવિત્ર નથી તે. मंगलं—જગતમાં અનેક પ્રકારના કાર્યનું મંગલ કરનાર. परम्ः—મુલ પ્રકૃતીનો શાક્ષી ભુત બ્રહ્મા. ૭

ईशानःप्राणदःप्राणी ज्येष्टश्रेष्ठःप्रजापतिः
हिरण्यगर्भोभूगर्भो माधवोमधुसूदनः ॥८॥

ટીકા—इशानः—સંપત્તિ કરનાર અથવા શર્વના નિયંતા. प्राणदः—જીવ આપનાર. प्राणी—જીવરૂપ. ज्यष्टः અત્યંત સ્તવન કરરવા યોગ્ય અથવા મોટા. श्रेष्टः—અતિ ઉત્તમ. प्रजापतिः—દુનીઆના સ્વામી. हिरण्यगर्भः—હૃદય અંદર સુવર્ણને ધારણ કરનાર અથવા બ્રહ્માંડમાં પ્રવેશ કરનાર. भूगर्भः—પૃથ્વીના કારણ રૂપ અથવા બ્રહ્માંડને ધારણ

કરનાર. माधव:—લક્ષ્મીનો પતિ. मधुसूदन:—મધુનામે દૈત્યને મારનાર. ॥ ८ ॥

ईश्वरोविक्रमोधन्वी मेधावोविक्रमःक्रमः ॥
अनुत्तमोदुराधर्षः कृतज्ञःकृतिरात्मवान् ॥९॥

ટીકા—ईश्वरः—સર્વ સામર્થ્યવાન અથવા જગતના પ્રભુ विक्रमी—વૈભવ વાળા અથવા પરાક્રમ વાળો. धन्वी ધનુશ રાખનાર. मेघावी—બુદ્ધીવાન. विक्रमः—ગરૂડપર બેશી ગતી કરનાર અથવા ઘણું પરાક્રમ કરનાર. क्रम ક્રમરૂપ. अनुत्तमः—શઉથી ઉત્તમ. दुराधर्षः—શત્રુઓના પેચમાં નહીં આવનાર. कृतज्ञः—કરેલાં કર્મોને જાણનાર. कृति ક્રીયારૂપ. आत्मवान् અનેક પ્રકારના જીવોને ધારણ કરનાર. ૯

सुरेशःशरणं शर्म विश्वरेताःप्रजाभवः ॥
अहसंवत्सरोव्यालः प्रत्ययःसर्वदर्शनः॥१०॥

ટીકા—सुरेशः—દેવતાઓનો સ્વામી, शरणं-ભકતોનો આશ્રયભુત शर्मः—કલ્યાણરૂપ, विश्वरेताः આખું જગત જેનું વિર્યછે. प्रजाभवः જેનાથી પ્રજા ઉત્પન્ન થાયછે તે, अह દીવશરૂપ, संवत्सरः—વર્ષરૂપ, व्यालः—સર્પરૂપ, प्रत्ययः નિશ્ચય કરનારો, सर्वदर्शनः—સમગ્ર જોનાર, ૧૦

अजःसर्वेश्वरःसिद्धः सिद्धिःसर्वादिरच्युतः ॥
वृषाकापिरमेयात्मा सर्वयोगाविनिःसृतः॥११॥

ટીકા—अजः જન્મરહીત, सर्वेश्वरः—સર્વના સ્વામી, सिद्धः—અપેક્ષા રહીત અથવા જ્ઞાનવાન, सिद्धिः—અપૂર્વ કાર્ય કરનાર, सर्वादिः—સર્વના પહેલા अच्युतः—નાશ

रहीत वृषाकपिः—अरीष्टासुरने सर्व प्रकारे कंपित करनार अथवा वर्षाद बनावनार अप्रमेयात्मा—नहीं जाणवा योग्य आत्मा वाळा, सर्व योगविनिसृतः—सर्व योगशास्रोना तत्व वडे काढेला. ११

वसुर्वसुमना.सत्यःसमात्मासंमितःसमः ॥
अमोघःपुंडरीकाक्षोवृषकर्मावृषाकृतिः ॥१२॥

टीका—वसुः—त्रण जगतमां रेनार वसुमनाः—भीष्ममां अथवा सर्व प्राणीओमां वसवानुं मन करनार सत्यः—सत्यरूप समात्मा—एक चित्तवाळा. संमितः—लोकोए सारी रीते सन्मान करेला. समः—सर्व प्राणीओमां तुल्य. अमोघः—सुंदर. पुंडराकाक्षः—कमळ सरखा नेत्रवाळा. वृषकर्मा—वृर्षादरूपी क्रीया करनार. वृषाकृतिः—बळद सरखी आकृतीवाळा ॥ १२ ॥

रुद्रोबहुशिराबभ्रुर्विश्वयोनिःशुचिश्रवाः
अमृतःशाश्वतःस्थाणुर्वरारोहोमहातपाः॥१३॥

टीका—रुद्रः—संहारकाळमां प्रजाने रुदन करावनार. बहुशिरा—घणां माथांवाळा. बभ्रुः—लोकोने धारण करनार अथवा जगतनुं पोषण करनार. विश्वयोनिः—जगतनुं कारण. शुचिश्रवाः—पवित्रयशवाळा अथवा चाचु सांभळनार. अमृतः—मरण रहीत अथवा अमृतरूप. शाश्वतः—सर्व काल रेनार. स्थाणुः—शंकररूप. वरारोहः—वैकुंठप्रत्ये आरोहण करनार. महातपः—मोटुं तप आरंभनार अथवा मोटा पुरुषोनुं जेने अर्थे तप छे ते. ॥ १३ ॥

सर्वगःसर्वविद्भानुर्विष्वक्सेनोजनार्दनः ॥

**वेदोवेदविदव्यंगो वेदांगोवेदवित्कविः॥१४॥**

ટીકા—सर्वगः—સર્વમાં જનાર. सर्ववित्ः—સર્વજાણનાર भानुः—સૂર્યરૂપ. विष्वक्सेनः—ચારે તરફ ઘણા સૈન્યવાળા. जनार्दनः—દુર્જનોનો નાશ કરનાર અથવા માણસો પ્રત્યે ગતિ કરનાર. वेदः—પોતાના તત્વને ખુલ્લું કરનાર અથવા વેદરૂપ. वेदावित्ः—વેદ જાણનાર. अव्यंगः—અંગથી પુરણ અથવા મોટા જ્ઞાની. वेदांगः—વેદનું અંગ. वेदवित्—વેદને વીચારનાર અથવા ઉપનિષદ ભાગને જાણનાર. कविः—ધર્મ પ્રવર્ત્તક અથવા ગદ્ય પદ્ય રચનાર. ॥ १४ ॥

**लोकाध्यक्षःसुराध्यक्षो धर्माध्यक्षःकृताकृतः ॥**
**चतुरात्माचतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः ॥१५॥**

ટીકા—लोकाध्यक्षः—લોકોના સ્વામી. सुराध्यक्षः—દેવોના સ્વામી અથવા પ્રત્યક્ષ સુરજ દેવતા જેને છે તે. धर्माध्यक्षः—ધર્મ કરી પ્રત્યક્ષ થનાર. कृताकृतः—કરનાર અને ન કરનાર. चतुरात्माः—બ્રહ્મ १ વિષ્ણુ २ મહેશ ३ અને શક્તી આ ચાર આત્માવાળા. चतुर्व्युहः—વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનારૂદ્ધ એ ચતુર્વ્યુહ અથવા ચાર પ્રકારના તર્ક જાણનાર. चतुर्दंष्ट्रः—ચાર દાઢોવાળા. चतुर्भुजः—ચાર હાથવાળા. ॥ १५ ॥

**भ्राजिष्णुर्भोजनंभोक्तासहिष्णुर्जगदादिजः ॥**
**अनघोविजयोजेता विश्वयोनिःपुनर्वसु॥१६॥**

ટીકા—भ्राजिष्णुः—દીપ્તી કરનાર અથવા પ્રકાશ રૂપ. भोजनंः—અન્નરૂપ. भोक्ताः—ભોજન કરનાર અથવા સર્વ ભોગવનાર. सहिष्णुः—સહન સીળ. जगदादिजः—જગતના

આદી જે બ્રહ્મા તે જેનાથી ઉત્પન્ન થયા તેથી અથવા જગતના આદી થનાર. अनघः—પાપ રહીત. विजयः—અધીક જય કરનાર. जेता—શત્રુઓને જીતનાર. विश्वयोनिः—ચઉદ ભુવનનું કારણ. पुर्नवसुः—ફરી ફરી ચૌદલોકમાં રેહેનાર અથવા પુનર્વસુ નક્ષત્ર રૂપ. ॥ १६ ॥

## उपेंद्रोवामनःप्रांशुरमोघःशुचिरूर्जितः ॥
## अतींद्रःसंग्रहःसर्गोधृतात्मानियमोयमः १७॥

ટીકા—उपेंद्रः—ઈંદ્રના ઉપરી ગત થયેલા. वांमनः—વામન અવતાર રૂપ. प्रांशुः—ઉંચા અથવા ઉત્કૃષ્ટ કીરણવાળા अमोघः—ફળેકરી યુક્ત. सुचिः—નિર્મળ. ऊर्जितः—બળવાન. અથવા બળીરાજને છળ્યા ત્યારે અને અરજુનને વિશ્વરૂપ દર્શન સમયમાં મોટુ રૂપ ધરનાર अतींद्रः—ઈંદ્રને ઉલંઘન કરનાર. संग्रहः—સારી રીતે સંગ્રહ કરનાર. सर्गः—ઉત્પત્તિરૂપ. धृतात्मा—આત્માને ધારણ કરનાર. नियमः—નિયમરૂપ. यमः—યમરૂપ. ॥१७॥

## वेद्योवैद्यःसदायोगी वीरहामाधवोमधुः ॥
## अतींद्रियोमाहामायो महोत्साहोमहाबल।१८

ટીકા—वेद्यः—જ્ઞાનીઓને જાણવા યોગ્ય. वैद्यः—વૈદ્ય રૂપ. सदायोगी—સદાકાળ યોગી દીક્ષાને ધારણ કરનાર. वीरहा—સુરવીર દૈત્યોને હણનાર. माधवः—જેનાથી કોઇપણ પ્રબળ નથી તે. मधुः—વસંત માફક ઉત્પન્ન કરનાર અથવા अतींद्रियः—સુક્ષ્મરૂપ અથવા ઈંદ્રીઓથી અગોચર. माहामायः—માયાવાળાઓને પણ મોહ પમાડનાર અથવા મોટી માયાવાળા. महोत्साहः—મોટો આનંદ કરનાર. महाबलः—ઘણા બળવાન. ॥ १८ ॥

महाबुद्धिर्महावीर्यो महाशक्तिर्महाद्युतिः ॥
अनिर्देश्यवपुःश्रीमान् नमेयात्मामहाद्रिधृक् ॥

टीका—महाबुद्धिः—મોટી બુદ્ધીવાન. महावीर्यः—મોટા સામર્થવાન. महाशक्तिः—ઘણી શક્તિવાળા. महाद्युतिः—સર્વોત્તમ કાન્તીવાળા. अनिर्देश्यवपुः—જેનું શરીર ઉચ્ચાર કરવા યોગ્ય નહીં તે અથવા સર્વથી વિલક્ષણ. श्रीमान्—લક્ષ્મીવાન. अमयात्मा—જેનો આત્મા જાણવામાં આવે નહીં, महाद्रिधृक्—મોટા મોટા પર્વતોને ધારણ કરનાર. ૧૯

महेष्वासोमहीभर्त्ता श्रीनिवासःसतांगतिः ॥
अनिरुद्धःसुरानंदो गोविंदोगोविंदापतिः।२०।

टीका—महेष्वासः—મોટા ધનુષ્યવાળા. महीभर्त्ताः—પૃથ્વીનું પોષણ અને ધારણ કરનાર. श्रिनिवासः—લક્ષ્મીનું સ્થાનક. सतांगतिः—સાધુઓને પામવા યોગ્ય. अनिरुद्धः—માયાયે કરી ઢાકેલા અથવા શત્રુઓના બાંધ્યામાં નહીં આવનાર. सुरानंदः—દેવતાઓને આનંદ કરનાર. गोविंदः—ઇંદ્રીઓને જાણુનાર અથવા પૃથ્વીમાં વરાહરૂપથી પ્રાપ્ત થનાર. गोविदांपतिः—વેદ જાણુનાર અથવા જ્ઞાનીઓમાં શ્રેષ્ટ.

मरीचिर्दमनोहंसः सुपर्णोभुजगोत्तमः ॥
हिरण्यनाभःसुतपाः पद्मनाभःप्रजापतिः २१ ।

टीका—मरीचिः—કીરણરૂપ दमनः—શત્રુઓને દમનાર. हंसः—સંસારનો બંધ તોડનાર અથવા હંસરૂપ. सुवर्णः—સર્પરૂપ. भुजगोत्तमः—સર્પના સ્વામી શેષ. हीरण्यनाभः—સુ-

वर्णु सरखा नाभीवाला. सुतपाः-सारा तपवाला. पद्मनाभ-नाभीमां कमलने धारण करनार. प्रजापतिः—प्रजानो रक्षक.

# अमृत्युःसर्वदृक्सिंहः संधाता संधिमान्स्थिरः
# अजोदुर्मर्षणःशास्ता विश्रुतात्मासुरारिहा ॥

टीका—अमृत्युः —मृत्युरहीत. सर्वदृक्—सर्वने जोनार. सिंहः—सींहरूप संधाता—सारी पेठे जगतनुं रक्षण करनार. संधिमान्—दीवसनी संधीवाळा अथवा भक्त विषयीक प्रीतीवाला. स्थिरः—निश्चल. अजः—ब्रह्मदेवश्वरूप. दुर्मर्षणः—दुखे करी सहन सीळ. शास्ताः—दुष्टोने दंड करनार अथवा आज्ञा करनार. विश्रुतात्मा—साभळेला आत्मा स्वरूप. सुरारिहाः—देवोना शत्रुओने हणनार. ॥२२॥

# गुरुर्गुरुत्तमोधाम सत्यःसत्यपराक्रमः ॥
# निमिषोऽनिमिषस्त्रग्वी वाचस्पतिरुदारधीः ॥

टीका—गुरूः—उपदेश करनार. गुरूत्तमः—गुरुओमां श्रेष्ट. धामः-सर्वने धारण करनार अथवा जगतनो पोशक. सत्यः-शत्तावाला सत्यपराक्रमः-सत्यथी पराकृम करनार. निमिषः-नीरंतर जोनार अथा आंखो मीचनार. अनिमिशः-कटाक्षे जोनार. स्त्रग्वीः—वैजयंती मालानो धारक. वाचस्पतिः—वाणीनो स्वामी अथवा गुरु. उदारधीः उदार बुद्धीवाळा.

# अग्रणीर्ग्रामणीःश्रीमान्न्यायोनेतासमीरणः॥
# सहस्त्रमूर्धाविश्वात्मासहस्त्राक्षःसहस्त्रपात् ॥२४

टीका—अग्रणीः सर्वथी आगळ जनार अथवा सर्वथी पुज्य. ग्रामणीः—देशप्रत्ये जनार. श्रीमान्—शोभावाळा.

न्यायः—ન્યાયરૂપ. नेता—કર્મફળ આપનાર અથવા લઈ જનાર. समीरणः—વેદરૂપ વાણીથી વીંટાએલ અથવા શ્વાસ રૂપે ભુતોને વીંટનાર વાયુરૂપ. सहस्रमूर्द्धाः—હજાર માથા-વાળા. विश्वात्मा—જગતના અંતરયામી અથવા જગતમાં નિરંતર ગતિ કરનાર. सहस्राक्षः—હજાર નેત્રવાળા. सहस्र-पात—હજાર પગવાળા ॥२४॥

# आवर्त्तनोनिवृत्तात्मासंवृतःसंप्रमर्दनः ॥
# अहःसंवर्त्तकोवह्निरनिलोधरणीधरः ॥२५॥

ટીકા—आवर्त्तनः—ધર્મ સ્થાપન કરવા સારૂ અવતાર લે-નાર અથવા ગમે ત્યાં ફરી ફરી રેહેનારા. निवृतात्मा—વિષયો-થી દુર આત્માવાળા. संवृत्तः—યોગમાયાથી જોવામાં નહી આવનાર અથવા સારીરીતે રહેનાર. संप्रमर्दनः—સારીરીતે શત્રુ-ઓને મર્દન કરનાર. अहः—ભગતોને નહી તજનાર અથવા દીવસમાં સૂર્યના પ્રકાશથી વર્त्तમાન ક્રીયા કરનાર. संवर्त्तकः—સારીરીતે પ્રપન્નોને વર્त्ताવનાર. वह्निः—અગ્નિરૂપ. धरणीधरः—પૃથ્વીને ધારણ કરનાર ॥ २५ ॥

# सुप्रसादःप्रसन्नात्माविश्वधृग्विश्वभुग्विभुः ॥
# सत्कर्त्तासत्कृतःसाधुर्जन्हुर्नारायणोनरः॥२६॥

ટીકા—सुप्रसादः—સારા પ્રસાદવાળા. प्रसन्नात्मा—પ્રસન્ન આત્માવાળા. विश्वधृग्—જગતને ધારણ કરનાર. विश्वभुक्—જગતને ભોગવનાર. विभुः—આકાશ તુલ્ય વ્યાપક અથવા વિવિધપ્રકારથી થનાર. सत्कर्त्ता—સારૂં કરનાર. सत्कृतिः—સારી ક્રીયાવાળા. साधुः—ભક્તોનું કામ સાધનાર. जन्हुः—ગંગાજળ પીને કાઢનાર અથવા ગંગારૂપ. नारायणः—માણસો-ના સ્થાનકરૂપ અથવા જળ જેનું સ્થાનક છે તે. नरः—નારાયણ રૂપ અથવા મનુષ્ય રૂપ. ॥ २६ ॥

# असंख्येयोऽप्रमेयात्माविशिष्टःशिष्टकृच्छुचिः।
# सिद्धार्थःसिद्धसंकल्पःसिद्धिदःसिद्धिसाधनः॥

ટીકા—असंख्येयः—સંખ્યા વિનાના. ऽप्रमेयात्मा—જેના આત્માનું પ્રમાણ ન થઈ શકે તે. विशिष्टः—અધીક ગુણવાન शिष्टकृत्—દુરાચારીઓને શાસન કરનાર અથવા મોટાઓને કરનારા. शुचिः—શૃંગારરૂપ અથવા રામાદી અવતાર ધારણ કરી શોક કરનાર. सिद्धार्थः—સિદ્ધપ્રયોજનવાળા. सिद्धसंकल्पः—સિદ્ધ સંકલ્પવાળા. सिद्धिदः—અપૂર્વ શકિત આપનાર. सिद्धिसाधनः—સીદ્ધાથી લોકોએ સાધેલા અથવા સીદ્ધીસાધનરૂપ.

# वृषाहीवृषभोविष्णुर्वृषपर्वावृषोदरः॥
# वर्द्धनोवर्द्धमानश्चाविविक्तःश्रुतिसागरः॥२८॥

ટીકા—वृषाही—ધર્મરૂપ દ્વાદસાદિક દીવસ છે જેનાથી તે અથવા વ્રષ્ટી કરનાર. वृषभः—કામનાના વરસાદને વરશાવનાર અથવા મેઘ જેવી કાન્તીવાળા. विष्णुः—સર્વ વ્યાપક. वृषपर्वा—ધર્મસંબંધી પર્વવાળા અથવા વૃષ્ટી પુરણ કરનાર. वृषोदरः—બળદ સરખા પેટવાળા અથવા જેના પેટમાં ધર્મછે તે. वर्द्धनः—વધનાર. वर्द्धमानः—વૃદ્ધી કરનાર અથવા પ્રપંચરૂપ પોતે વધનાર. विविक्तः—જગતથી જુદા. श्रुतिसागरः—સમુદ્ર સરખા વિશાળ કર્ણવાળા અથવા વેદના સાગર. ॥ २८ ॥

# सुभुजोदुर्धरोवाग्मीमहेंद्रोवसुदोवसुः॥
# नैकरूपोबृहद्रूपःशिपिविष्टःप्रकाशनः॥२९॥

ટીકા—सुभुजः—સારા હાથવાળા. दुर्धरः—દુખથી ધારણ કરવાયોગ્ય. वाग्मी—સુંદર બોલનાર. महेंद्रः—ઇંદ્રના સ્વામી. वसुदः—દ્રવ્ય આપનાર. वसुः—દ્રવ્યરૂપ અથવા દરિયારૂપ. नैकरुपः—અનેક રૂપોને ધારણ કરનાર. बृहद्रूपः—મોટા રૂપવા-

ળા. शिपिविष्टः—કેશ રહીત મસ્તકવાળા અથવા ખરાબ ચાંમડીવાળા અથવા યજ્ઞપશુમાં પ્રવેશ કરનાર. प्रकाशनः—સૂર્યપેઠે પ્રકાશ કરનાર. ॥ २९ ॥

**ओजस्तेजोद्युतिधरःप्रकाशात्माप्रतापनः ॥**

**ऋद्धःस्पष्टाक्षरोमंत्रश्चंद्रांशुर्भास्करद्युतिः॥३०**

ટીકા—ओजः—સામર્થ્યવાન. तेजः—તેજરૂપ. द्युतिधरः—કાન્તીનો ધારક. प्रकाशात्मा—પ્રકાશીત આત્માવાળા. प्रतापनः—શત્રુઓને સંતાપનાર અથવા સૂર્યથી અધીક તપાવનાર. ऋद्धः—વૃદ્ધી કરેલા અથવા પરીપૂર્ણતાથી રોકાયેલ. स्पृष्टाक्षरः પ્રણવવાચક અથવા સ્પષ્ટ નામવાળા. मंत्रः—મંત્રરૂપ. चंद्रांसुः ચંદ્ર જેવા શીતળ કીરણોરૂપ. भास्करद्युतिः—સૂર્ય જેવી કાન્તીવાન.

**अमृतांशूद्भवोभानुःशशिबिंदुःसुरेश्वरः ॥**

**औषधंजगतःसेतुःसत्यधर्मपराक्रमः ॥३१॥**

ટીકા—अमृतांशुद्भवः—ચંદ્રમાને સમુદ્ર મથન કર્યો તે. भानुः—સૂર્યરૂપ. शशिबिंदुः—ચંદ્રમાનું મુળ કારણ અથવા સસલક્ષણ ચંદ્ર. सुरेश्वरः—દેવોના સ્વામી. औषधः—રોગ દુર કરનાર અથવા ઔષધરૂપ. जगतशेतुः—પાળરૂપે જગતને તારનાર. सत्यधर्मपराक्रमः—સત્ય અને ધર્મે કરી પરાક્રમ કરનાર.

**भूतभव्यभवन्नाथःपवनःपावनोनलः ॥**

**कामहाकामकृत्कांतःकामःकामप्रदःप्रभुः॥३२॥**

ટીકા—भूतभव्यभवन्नाथः—ભુત-ભવિષ્ય અને વર્ત્તમાનકાળના સ્વામી. पवनः—જગતને પવિત્ર કરનાર અથવા પવનરૂપ. पावनः—સ્વભક્તોથી અને પોતાના નામોના ઉચ્ચારણથી લોકોને પાવન કરનાર. कामहा—કામદેવનો હણનાર. कामकृत—પ્રદ્યુમનને ઉત્પન્ન કરનાર અથવા ઇચ્છા કરનાર. कांतः

સુંદર. कामः—વિષયોને ઇચ્છનાર. અથવા મુમુક્ષજનની કામના પુરી કરનાર અથવો કામદેવ રૂપ. कामप्रदहः—શરણાંગત જીવોના કામને આપનાર. प्रभुः—જગતમાં વ્યાપક અથવા ઉત્તમ રીતે ભક્તોના રક્ષણ માટે વારે વારે થનાર. ૩૨

युगादिकृद्युगावर्तोऽनेकमायोमहाशनः ॥
अदृश्योव्यक्तरूपश्चसहस्त्रजिदनंतजित् ।३३।

ટીકા—युगादिकृत्—યુગનો આરંભ કરનાર. युगावर्त्तः—યુગમાં વર્ત્તનાર. ऽनैकमायः—અનેક માયાઓનો ધારક. महाशनः મોટા મોટા પદાર્થનું ભોજન કરનાર. अदश्यः—જોવામાં નહીં આવનાર. व्यक्तरुपः—સ્પષ્ટ રૂપવાન અથવા અપ્રસીદ્ધ રૂપ. सहस्रजित्—હજારોને જીતનાર. अनंताजित्—અનંત શત્રુ રાક્ષસોનો જીતનાર. ॥૩૩॥

इष्टोविशिष्टःशिष्टेष्टःशिखंडीनहुषोहुषः ॥
क्रोधहाक्रोधकृत्कर्ताविश्वबाहुर्महीधरः ॥३४॥

इष्टः—સર્વને વાલા અથવા પુજવા યોગ્ય. विशिष्टः—વિશેષ ગુણવાન. शिष्टेष्टः—ડાહ્યા પુરૂષોને પુજવા યોગ્ય. शिखंडीः—મયુર રૂપ. नहुषः—ભુતોને માયાવડે બાંધનાર અથવા નહુષ રૂપ. वृषः—વૃષાદરૂપ, क्रोधहा—ક્રોધને હણનાર. क्रोधकृत्—ક્રોધ કરનાર. कर्ता—ત્રીભુવન કરનાર. विश्वबाहुः—જગત છે બાહુ જેના. माहिधरः—પૃથ્વીને ધારણ કરનાર અથવા પર્વતરૂપ. ૩૪

अच्युतःप्रथितःप्राणःप्राणदोवासवानुजः ॥
अपान्निधिराधिष्ठानमप्रमत्तःप्रतिष्ठितः ॥३५॥

ટીકા—अच्युतः—ભકતોથી કદીપણ જુદા નહીં થનાર અથવા ગતિ રહિત. प्राथितः—વેદાદીકોમાં સર્વદા પ્રસિદ્ધ. प्राणः—સર્વમાં ચેષ્ટા કરનાર અથવા પંચ પ્રાણરૂપ. प्राणदः—પ્રાણને

આપનાર. वासवानुजः—ઈંદ્રનો નાનો ભાઇ अपांनिधिः—જળના ભંડાર. अधिष्टानं—ચતુર્દશ ભુવનનું કારણ. अप्रमत्तः—પ્રમાદ રહિત. प्रतिष्ठितः—દેવાલયોમાં લોકોએ પ્રતિષ્ટા કરેલા. ॥૩૫॥

**स्कंदःस्कंदधरोधुर्योवरदोवायुवाहनः ॥**

**वासुदेवोबृहद्भानुरादिदेवःपुरंदरः ॥३६॥**

ટીકા—स्कंदः—સર્વમાં વ્યાપક અથવા રસાદિકને સોપણ કરનાર. स्कंदधरः—વાયુને ધરનાર અથવા કાર્ત્તિકસ્વામીનો ધારક. धुर्यः—જગતના કારભારને વહન કરનાર. वरदः—વરદાન આપનાર અથવા ઇચ્છા પુરણ કરનાર. वायु वाहनः—ભગવાન ગરૂડપર બેસનાર અથવા વાયુ જેનું વાહન છે તે. वासुदेवः—વસુદેવના પુત્ર. बृहद्भानुः—મોટો પ્રકાશ કરનાર. आदिदेवः—પ્રાચીન દૈવત અથવા દેવોના પણ આદી દેવ. पुरंदरः—ઇંદ્રિદેવ. ॥ ૩૬ ॥

**अशोकस्तारणस्तारःशूरःशौरिर्जनेश्वरः ॥**

**अनुकूलःशतावर्त्तःपद्मीपद्मनिभेक्षणः ॥३७॥**

ટીકા—अशोकः—શોકરહિત. तारणः—તરવનાર. तारः—શત્રુઓને પણ તારનાર અથવા નાવરૂપ. शूरः—પરાક્રમી. शौरिः—સુરવીરોના સ્વામી અથવા સુરવંશમાં જન્મ લેનાર. जनेश्वरः—લોકોના નાથ. अनुकुलः—સર્વ જીવોને પસંદ. शताव र्तः—સો અવતારોને ધારણ કરી રહેનાર. पद्मी—કમળ પુષ્પને હાથમાં ધારણ કરનાર. पद्मनिभेक्षणः—કમળ જેવાં નેત્રવાળા.

**पद्मनाभोऽरविंदाक्षःपद्मगर्भःशरीरभृत् ॥**

**महर्द्धिर्ऋद्धोवृद्धात्मामहाक्षोगरुडध्वजः ॥३८॥**

ટીકા—पद्मनाभः—નાભીમાં કમળને ધારણ કરનાર. ऽरविंदाक्षः—રાતા કમળ જેવા નેત્રવાળા. पद्मगर्भः—જેના ગર્ભ

માં પદ્મ છે. અથવા બ્રહ્મારૂપ. शरिरभृत्—શરીરને ધારણ કરનાર. महर्द्धिः—મોટી શમૃદ્ધિવાન. ऋद्धः—સમૃદ્ધીરૂપ. वृद्धात्माः વૃદ્ધી પામેલા આત્માવાળા. महाक्षः—મોટા નેત્રવાળા. गरुड ध्वजः—જેની ધજામાં ગરૂડ છે તે. ॥ ૩૮ ॥

# अतुलःशरभोभीमःसमयज्ञोहविर्हरिः ॥
# सर्वलक्षणलक्षण्योलक्ष्मीवान्समितिंजयः ।३९

ટીકા—अतुलः—તુલનારહિત. शरभः—બાણોથી પ્રકાશનાર. भीमः—ભયંકર. समयज्ञः—સંપૂર્ણ યજ્ઞો કરનાર અથવા સમયને જાણનાર. हविर्हरिः—હોમ દ્રવ્યને લેનાર. सर्वलक्षणलक्षण्यः—સર્વ લક્ષણે કરી લક્ષણ કરવાયોગ્ય. लक्ष्मीवान्—પૈશાદાર. समितिंजयः—સમોતી દૈત્યને જીતનાર અથવા સંગ્રામ જીતનાર. ॥ ૩૯ ॥

# विक्षरोरोहितोमार्गोहेतुर्दामोदरस्सहः ॥
# महीधरोमहाभागोवेगवानमिताशनः ॥४०॥

ટીકા—वीक्षरः—નાશરહિત. रोहितः—રાતાવર્ણરૂપ અથવા મત્સરૂપ. मार्गः—માર્ગરૂપ. हेतुः—જગતના કારણરૂપ. दामोदर શ્રી કૃશ્ન અવતારમાં માતા જશોદાજીએ જેને પેટે દોરો બાંધેલો છો તે. सहः—સહુન કરનાર. महीधरः—મહીધરનાર. महाभागः—માહા ભાગ્યવાન. वेगवान—વેગવાળો. अमिताशनः—પ્રમાણથી ભક્ષણ કરનાર અથવા આહાર પ્રમાણ નહી તે. ॥૪૦॥

# उद्भवःक्षोभणोदेवःश्रीगर्भःपरमेश्वरः ॥
# करणंकारणंकर्ताविकर्तागहनोगुहः ॥४१॥

ટીકા—उद्भवः—ઉત્કૃષ્ટ જન્મવાળા અથવા સંસારના ઉદ્ભવી. क्षोभणः—શત્રુઓનો ક્રોધથી નાશ કરનાર. देवः—જગતમાં રમનાર. श्रीगर्भः—લક્ષ્મી જેના વાંમ અંગે બીરાજ-

માન છે તે. परमेश्वरः—સારીપેઠે ઐશ્વર્ય કરનાર અથવા સર્વોત્તમ ઇશ્વર. करणं—સાધનરૂપ कारणं—જગતનું મુળ કારણ. कर्त्ता—ભક્તોપર પ્રશાદ કરનાર. विकर्त्ता—વીવીધ પ્રકારે કરનાર. गहनः—ગુપ્ત. गुहः—માયાથી વીંટાયેલ અથવા શરિર ગુપ્ત કરનાર ॥ ૪૧ ॥

व्यवसायोऽव्यवस्थानःसंस्थानःस्थानदोध्रुवः॥
परार्धिःपरमःस्पष्टस्तुष्टःपुष्टःशुभेक्षणः॥४२॥

ટીકા—व्यवसायः—કાળ ગમાવનાર. व्यवस्थानः—વ્યવસ્થા કરનાર. संस्थानः—સ્થાનરૂપ. स्थानदः સ્થાન આપનાર ध्रुवः—અચળ અથવા ધ્રુવરૂપ. परार्द्धिः—સારી બુદ્ધીવાન. परमस्पष्टः—ઉત્કૃષ્ટ ભક્તોને પ્રત્યક્ષ થનાર. तुष्टः—સંતોષી. पुष्टः—શરણાંગત લોકોએ પુષ્ટી કરેલા અથવા પુરણ. शुभेक्षणः—ઉત્તમ નેત્રવાળા અથવા સારીરીતે જોનાર ॥ ૪૨ ॥

रामोविरामोविरजोमार्गोनेयोनयोऽनयः ॥
वीरःशक्तिमतांश्रेष्ठोधर्मोधर्मविदुत्तमः॥४३॥

ટીકા—रामः—મોટા મોટા યોગીયો જેનામાં રમેછે તે અથવા સર્વમાં રમનાર. विरामः—જગતના વિશ્રામરૂપ. विरजः શુદ્ધ સત્વગુણવાળા. मार्गः—રસ્તો બતાવનાર અથવા માર્ગરૂપ. नेयः—ભક્તો વાસ્તે પામવા યોગ્ય. नयः—નીતીવાન. अनयः—ન્યાય રહીત. वीरः—બળવાન. शक्तिमतांश्रेष्टः—શક્તીવાન પુરૂષોમાં શ્રેષ્ટ. धर्मः—ધર્મ કેનાર અથવા ધર્મરૂપ. धर्मविदुत्तमः—ધર્મ જાણનારા પુરૂષોમાં ઉત્તમ. ॥ ૪૩ ॥

वैकुंठःपुरुषःप्राणःपाणदःप्रणवःपृथुः ॥
हिरण्यगर्भःशत्रुघ्नोव्याप्तोवायुरधोक्षजः॥४४॥

ટીકા—वैकुंठः—વૈકુંઠનામા બ્રાહ્મણનો પુત્ર. पुरुषः—નાના

પ્રકારના પ્રાણીઓમાં વસનાર અથવા પુરૂરાજા પાસે જઈ દૈ-ત્યોનો ક્ષય કરનાર. प्राण:—પ્રાણરૂપ અથવા જગતને જીવાડ-નાર. प्राणद: જીવ આપનાર. प्रणव: દેવો જેને પ્રકૃષ્ટે કરી નમેછે તે અથવા ઓંકાર રૂપ. पृथु:—મોટો અથવા પ્રથુરાજારૂપ. हिरण्यगर्भ:—હીરણ્યરૂપ વડના પત્રપર બાળ થનાર અથવા હીરણ્યનામા અસુરને ગર્ભમાં ધારણ કરનાર. शत्रुघ्न:—શત્રુ-ઓને હણનાર. व्याप्त:—જગતમાં વ્યાપેલા. वायु:—વાયુરૂપ અથવા સઘળે વ્યાપ્ત થનાર. अधोक्षज:—હેઠળ ઇંદ્રીજનન્ય જ્ઞા-નને રાખનાર અથવા સર્વોત્તમ જ્ઞાનવાન. ॥ ४४ ॥

ऋतुःसुदर्शनःकालःपरमेष्ठीपरिग्रहः ॥
उग्रस्संवत्सरोदक्षोविश्रामोविश्वदक्षिणः॥४५॥

ટીકા—ऋतु:—વસંત આદી ૬ રૂતુઓનો ધારક. सुदर्शन:—સારા દર્શણવાળા અથવા સુદ્દરશણ ચક્રના ધારક. काल:—કાળ રૂપ. परमेष्ठी:—બ્રહ્મદેવરૂપ અથવા વૈકુંઠમાં રેહેનાર. परिग्रह:—મુમુક્ષોનો પરીગ્રહ કરનાર અથવા સર્વ જીવોને ગ્રહણ કર-નાર. उग्र:—કારણવશથી તામસી, અથવા ઉત્તમ વસ્તુને ભ-ક્ષણ કરનાર. संवत्सर:—સમગ્ર સર્વ કાળમાં કર્મના કાળરૂપ-થી વસનાર અથવા ત્રીંસતાદીક સૃષ્ટી દીવસ વડે અને ૬૦ સંવત્સર વડે યુક્ત એવા કાળરૂપ. दक्ष:—સારા કામમાં ચ-તુર અથવા ડાહ્યા. विश्राम:—થાકને દુર કરનાર અથવા આ-શ્રયરૂપ. विश्वदक्षिण:—જગતમાં ઉદ્ધાર અથવા ચતુર. ॥ ४५ ॥

विस्तारःस्थावरःस्थाणुःप्रमाणबीजमव्ययम्॥
अर्थोऽनर्थोमहाकोशोमहाभोगोमहाधनः॥४६

ટીકા—विस्तार:—વિસ્તાર કરનાર. स्थावर:—વૃક્ષાદીરૂપ. स्थाणु:—પાલન કરનાર. प्रमाणं:—આધારભુત અથવા મર્યા-દારૂપ. बीजं:—બીજરૂપી. अव्ययं:—અવીનાશી. अर्थ:—પ્રયો-

જનરૂપ. अनर्थः—અર્થ રહીત. महाकोषः—મોટા ભંડારવાળા અથવા આનંદમયરૂપ જેનું કામ છે તે. महाभोगः—મોટો ભોગી. महाधनः—મોટો પૈસાદાર. ॥ ४५ ॥

**अनिर्विण्णःस्थविष्ठोभूर्धर्मयूपोमहामखः ॥**
**नक्षत्रनेमिर्नक्षत्रीक्षमःक्षामःसमीहनः॥४७॥**

ટીકા—अनिर्विण्णः—દુખ રહીત, અથવા ભક્તોનું કાર્ય કરવામાં નિર્વેદ. स्थविष्ठः—સ્થુલ. भूः—પૃથ્વીરૂપ. धर्मयूपः—ધર્મનો સમુહ. महामखः—મોટા મોટા યજ્ઞો કરનાર અથવા ધર્મરૂપ સર્વોત્તમ પુજનીક. नक्षत्रनेमीः—નક્ષત્રો પાસે ચક્ર જેવી ગતીથી જનાર, અથવા ચંદ્ર જેવા આનંદદાયક. नक्षत्रीः-ક્ષત્રી વર્ણ વગરના અથવા એના જેવો બીજો ક્ષત્રી નહીં તે. क्षमः—સહનસીલ. क्षामः—નાસ રહીત અથવા અસુરોને દુર્બળ કરનાર. समीहनः—ચેષ્ટા કરનાર. ॥ ४७ ॥

**यज्ञइज्योमहेज्यश्चक्रतुःसत्रंसतांगतिः ॥**
**सर्वदर्शीविमुक्तात्मासर्वज्ञोज्ञानमुत्तमम्॥४८॥**

ટીકા—यज्ञः— યજ્ઞરૂપ. इज्यः—લોકોએ પુજેલા. महेज्यः-મોટા મોટા તપસ્વીઓએ પુજેલા. क्रतुः—આખા જગતને આક્રમણ કરનાર અથવા નાના પ્રકારની ક્રીયારૂપ. अत्रंः—શાન્ત પુરૂષોને ગ્રહણ કરનાર. सतांगतिः—સતપુરૂષોમાં ગમન કરનાર. सर्वदर्शीः—સર્વને દ્રષ્ટીગત થનાર. विमुक्तात्माः—મુક્ત પુરૂષોના આધાર. सर्वज्ञः—સર્વના અભીપ્રાય જાણનાર. ज्ञानमुत्तमः—શ્રેષ્ટજ્ઞાનવાન. ॥ ४८ ॥

**सुव्रतःसुमुखःसूक्ष्मःसुघोषःसुखदःसुहृत् ॥**
**मोहरोजितक्रोधोवीरबाहुर्विदारणः॥४९॥**

ટીકા—सुव्रतः—સારા વૃતવાળા. सुमुखः—સુંદર મુખવા-

ળા. सुक्ष्मः—પરમાણુરૂપ અથવા દુર્વિજ્ઞ. सुघोषः—સારા શબ્દવાળા. सुखदः—સુખ આપનાર. सुहृदः—અંતરયામીપણાથી સર્વના હૃદયમાં મીત્ર માફક રેનાર અથવા સામો ઉપકાર ન ચહાતાં ઉપકાર કરનાર. मनोहरः—લોકોના અંન્તઃકરણનું હરણ કરનાર અથવા સુંદર. जीतक्रोधः—ક્રોધને જીતનાર. वीरबाहुः—બળવાન હાથવાળા. विदारणः—શત્રુઓનો નાશ કરનાર. ॥ ४९ ॥

स्वापनःस्ववशो[illegible]पीनैकात्मानैककर्मकृत् ॥
वत्सरोव[illegible]त्नगर्भोधनेश्वरः ॥५०॥

ટીકા—स्वापनः-નીંદ્રા કરાવનાર. स्ववशः-સ્વતંત્ર. व्यापीः-સર્વ સ્થળે રેહેનાર. नैकात्मा!—અપરીમીત આત્માને ધારણ કરનાર. नैककर्मकृतः—અનેક કર્મો કરનાર. वत्सरः—બાળકોને આપનાર, અથવા ગોવાળીઆઓને રાત્રે દાન આપનાર. वत्सलः—હીત કરનાર. वत्सीः—જગતનું બાળકોની પેઠે પોતાની માફક રક્ષણ કરનાર, અથવા શ્રી કૃષ્નાદી અવતારોને ધારણ કરી ગોવાળો સંગાતે રમનાર. रत्नगर्भः—રત્નોની ખાંણરૂપ. धनेश्वरः—ધનનો ઇશ્વર અથવા કુબેર. ॥५०॥

धर्मगु[illegible]धर्म[illegible]र्मीसदसत्क्षरमक्षरम् ॥
अवि[illegible]तासहस्रांशुर्विधाता[illegible]तलक्षणः ॥५१॥

ટીકા—धर्मगुप्—ધર્મને છાંનો રાખનાર, અથવા ધર્મનું રક્ષણ કરનાર. धर्मकृत्—ધર્મ કરનાર અથવા આચાર પાળનાર. धर्मीः—ધર્મ સ્વીકારનાર. सत्—સત્તારૂપી અથવા સાચું બોલનાર. असत्—સત્તારહીત, અથવા જુઠું બોલનાર. क्षरम्—ચલ. अक्षरम्—અચળ. अविज्ञाता—કોઇ વખત નહીં જાણનાર. सहस्रांशुः—હજાર માર્ગવાન, અથવા હજાર કીરણ-

વાળા. विधाता—અનેક પ્રકારના ભેદોનો વીસ્તાર કરનાર અથવા બ્રહ્મારૂપ. कृतलक्षणः—ચીન્હને પ્રમાણ કરી વર્ત્તનાર અથવા કરેલા લક્ષણવાળા. ॥ ૫૧ ॥

**गभस्तिनेमिसत्वस्थसिंहोभूतमहेश्वरः ॥**
**आदिदेवोमहादेवोदेवेशोदेवभृद्गुरुः ॥५२॥**

ટીકા—गभस्तिनेमिः—સૂર્યચક્ર મધ્ય રેહેનાર અથવા કીરણ અને ચક્રધારા પ્રમાણે વર્ત્તનાર. सत्वस्थः—સત્વ ગુણે કરી રેહેનાર. सिंहः—સીંહ સરખા પરાક્રમી અથવા સીંહ સરખા સ્વરૂપવાન. भूतमहेश्वरः—જીવોના મોટા ઇશ્વર. आदिदेवः—પેલાદેવ, અથવા આદીકારણરૂપ. महादेवः—જ્ઞાનયોગ્ય સંપત્તી ભોગવનાર, અથવા શંકરરૂપ. देवेशः—દેવોના સ્વામી. देवभृत्—દેવોનું ભરણ પોષણ કરનાર. गुरुः—ઉપદેશ કરનાર, અથવા શીક્ષક. ॥ ૫૨ ॥

**उत्तरोगोपतिर्गोप्ताज्ञानगम्यपुरातन**
**शरीरभूतभृद्भोक्ताकपींद्रोभूरिदक्षिण ॥५३॥**

ટીકા—उत्तरः—ઉત્કૃષ્ટ સંસાર જન્મથી તારનાર અથવા ઇંદ્ર ઉત્તર. गोपतिः—ગાયોના રક્ષક અથવા દીશાઓના પતિ અથવા ગોવાળ વેસ ધરનાર. गोप्ताः—ગાયોનું તથા સર્વ જગતનું રક્ષણ કરનાર. ज्ञानगम्यः—જ્ઞાનવડે પામવા યોગ્ય. पुरातनः—પ્રાચીન અથવા જુના. शरीरभूतभृत—શરીરધારી આકાશાદી જીવોના ધારક અથવા પાલન કરનાર. भोक्ता—અનેક પ્રકારના ભોગોને ભોગવનાર. कपींद्रः—સુગ્રીવઆદી વાંદરાઓના સ્વામી. भूरिदक्षिणः—રામાદી અવતારોમાં યજ્ઞ દક્ષણા આપનાર અથવા દાંન કરવા સારૂં પુષ્કળ દ્રવ્ય જેની પાસે છે તે. ॥ ૫૩ ॥

सोमपोऽमृतप स्सोमः पुरुजित्पुरुसत्तमः ॥ विन
योजयस्सत्यसंघोदाशार्हस्सात्वतांपतिः ॥५४॥

ટીકા—सोमपः—સોમવલ્લી રસનું પાન કરનાર. अमृतपः—દેવતાઓના પાલક, અથવા અમૃતનું પાન કરનાર. सोमः—સોમવલ્લીરૂપ. पुरुजित्—પુરૂ રાજાને જીતનાર. पुरुसत्तमः—પુરૂ દેશના સ્વામી અથવા પુરૂષોમાં શ્રેષ્ટ. विनयः—અત્યંત માન્ય કરનાર અથવા દુષ્ટોને દંડ દેનાર. जयः—સમગ્ર પ્રાણીઓના જીતનાર. सत्यसंधः—સત્ય પ્રતીજ્ઞાવાળા. दाशार्हः—દાનને યોગ્ય અથવા યાદવોએ પુજેલા. सात्वतांपतिः—સત્ય ગુણવાળાના પતિ અથવા ભક્તોનું રક્ષણ કરનાર. ॥ ૫૪ ॥

जीवोविनयितासाक्षीमुकुंदोऽमितविक्रमः ॥
अंभोनिधिरनंतात्मामहोदधिशयांतकः ॥५५॥

ટીકા—जिवः—પંચ પ્રાણને ધારણ કરનાર. विनयितासाक्षी—વિનયવાન અથવા વિનયથી સર્વનો સાક્ષી. मुकुंदः—મુક્તી આપનાર અથવા મુના મૈદૈત્યને તાડાણ કરનાર. मितविक्रमः—પ્રમાણીક, પરાક્રમી. अंभोनिधिः—દેવમનુષ્ય, પીત્રુ અને દૈત્ય તેમના આધાર અથવા જળના ભંડારરૂપ. अनंतात्मा—જેનો આત્મા બળરામમાં છે તે અથવા અનંત આત્માવાળા. महोदधिशयः—મોટા સમુદ્રમાં સુનાર. अंतकः—બંધન કરનાર અથવા નાશ કરનાર. ॥ ૫૫ ॥

अजोमहार्हस्वाभाव्योजितामित्रःप्रमोदनः॥
आनंदो नंदनोनंदःसत्यधर्मात्रिविक्रमः॥५६॥

ટીકા—अजः—જન્મ વગરના. महार्हः—મોટા પુરૂષોનું સન્માન કરનાર અથવા મોટી પુજાને યોગ્ય. स्वाभाव्यः—

ભકતોને ભાવના કરવા યોગ્ય અથવા સ્વભાવ જાણનાર. जितामित्रः—શત્રુઓને જીતનાર અથવા જીતારી રાજાના મિત્ર. प्रमोदनः—સારા પ્રમોદવાન અથવા અત્યંત આનંદ કરનાર. आनंदः—સુખરૂપ. नंदनः—સમૃદ્ધી કરનાર. नंदः—ગોપમૂર્તિ અથવા સમૃદ્ધીવાન. सत्य धर्मा—સત્યધર્મી. त्रिविक्रमः—ત્રણ લોકમાં ઉતાવળા, ગરૂડ સહીત જનાર અથવા ત્રણ લોકમાં પરાક્રમ કરનાર. ॥ ૫૬ ॥

## महर्षिःकपिलाचार्यःकृतज्ञोमेदिनीपतिः ॥
## त्रिपदस्त्रिदशाध्यक्षोमहाशृंगःकृतांतकृत् ॥ ५७

ટીકા—महर्षिः—મોટારૂષી. कपिलाचार्य—કપિલ આચાર્ય જેવા. कृतज्ञः—કરેલાંનો જાણનાર. मेदिनीपतिः—પૃથ્વીના સ્વામી. त्रिपदः—સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એવા સ્થાનમાં રેહેનાર અથવા ત્રણ પદવાળા. त्रिदशाध्यक्षः—તેત્રીસકોટી દેવોના ઉપરી. महाशृंगः—મત્સરૂપમાં શીંગડુ હતું તે, અથવા મોટા શીંગડાંવાળા. कृतांतकृत्—સીદ્ધાંત કરનાર, અથવા કરેલાં અંતના પણ કરનાર અને કાળનો પણ અંત કરનાર. ॥ ૫૭ ॥

## महावराहोगोविंदःसुषेणःकनकांगदी ॥
## गुह्योगभीरोगहनोगुप्तचक्रगदाधरः ॥५८॥

ટીકા—महावराहः—મોટા વરાહરૂપ અથવા મહાનલોકથી વીલક્ષણ વરાહ. गोविंदः—ગાયો ચરાવા સારૂ વગડામાં જનાર અથવા પૃથ્વી મેળવનાર, અથવા વિદ્વાનને મેળવનાર. सुषेणः—શોભાયમાન શેનાવાળા. कनकांगदिः—કનકમય અંગદવાળા અથવા સોનાનાં હાથના ભુષણો જેના છે. गुह्यः—ગુપ્ત. गंभिरः—ગુઢ અભીપ્રાયવાળા અથવા ગંભીર. गहनः—અગાધ. गुप्तः—ઇંદ્રીયોથી અસાહ્ય અથવા રક્ષણ કરેલા. चक्रगदाधरः—ચક્ર અને ગદાને ધારણ કરનાર ॥ ૫૮ ॥

वेधाःस्वांगोऽजितः कृष्णोदृढःसंकर्षणोच्युतः
वरुणोवारुणोवृक्षः पुष्कराक्षोमहामनाः ॥५९॥

टीका—वेधाः—भकतोना हीतनुं वीशेष धारण करनार अथवा ब्रह्मदेवरूप. स्वांगः—सारा अंगवाळा, अथवा स्वकीय भकत अंगपेठे. अजितः—नहीं जीताएला. कृष्णः—श्यांम. दृढः—पुष्ट. संकर्षणः—भकतोना दुखने खेंचनार अथवा सारी पेठे धनुष खेंचनार. ऽच्युतः—क्षयरहीत. वरुणः—आपणी प्राप्तीने माटे चाहे ते अथवा वरुणरुपी. वारुणः—वरुणना पुत्र वाल्मीकरूप थया ते अथवा वरुणथी संबंध करनार. वृक्षः—वृक्षरूप. पुष्कराक्षः—कमळजेवां नेत्रवाळा. महामनः—मोटा अंतःकरणवाळा. ॥ ५९ ॥

भगवान्भगहानंदोवनमालीहलायुधः॥ आदि
त्योज्योतिरादित्यःसहिष्णुर्गतिसत्तमः ॥६०॥

टीका—भगवान्—सारा भाग्यवाळा. भगहा—संहार समे ऐश्वर्यादीक भगने संहारनार अथवा दुष्टयशने हणनार. आनंदीः—भकतोने आनंद आपनार. वनमालि—वनमाळाना वेरनार. हलायुधः—शत्रुओनुं विदारण करवाने हल नामना आयुधने राखनार. आदित्यः—अदीतीना पुत्र अथवा सूर्यरूप. ज्योतिरादित्यः—सूर्य पेठे प्रकाश करनार. सहिष्णुः—अपराधो सहन करनार. गतिशत्तमः—उत्तम गतीवाळा. ॥ ६० ॥

सुधन्वाखंडपरशुर्दारुणोद्रविणप्रदः॥ दिव
स्पृक्सर्वदृग्व्यासोवाचस्पतिरयोनिजः ॥६१॥

टीका—सुधन्वा—सारा धनुष्यवाळा. खंडपरशुः—खंडीत पर सुवाळा अथवा शत्रुने खंडवा. परसुरामरुप अथवा

રામ અવતારમાં ફરશીવાળા તે. दारुण—કઠિણ અથવા મ-ન્દભ્રીકૃત અસુરને ભયંકર. द्रविणप्रदः—સુવર્ણ આપનાર. दिवस्पृक्—સ્વર્ગને અડકનાર. सर्वदृक्—શર્વને જોનાર. व्यासः—વ્યાશરૂપ. वाचस्पतिः—બ્રહુસ્પતિ તુલ્ય ભાષણ કરનાર અ-થવા વિદ્યાના સ્વામી. अयोनिजः—યોનીથી નહી જન્મ લેનાર.

त्रिसामासामगःसामनिर्वाणंभेषजंभिषक् ॥
संन्यासकृच्छमःशांतोनिष्ठाशांतिःपरायणः ॥

ટીકા—त्रिसामा—ત્રણમાસ જેના છે અથવા ત્રણ કાળ-માં સમ શાન્તીવાળા. सामगः—સામ વેદને ગાનાર. सामः—કૃષ્નમૂર્ત્તી. निर्वाण—ભકતોનું ઉત્તમ સ્થાનક અથવા પરમા-નંદરૂપ. भेषज ઔષધરૂપ. भिषक्—ધન્વંતરીરૂપ. संन्यासकृत्—સંન્યાસમાર્ગ કરનાર. शमः—ઇંદ્રીઓનું સમન કરનાર અ-થવા સમતાવાન. शान्तः—સદા શાંતીવાળા. निष्टशांतीः—જ-ગતની સ્થીતીમાં પણ શાંત થનાર. परायणः—ભકતોનું સ્થાનક. ॥ ૬૨ ॥

शुभांगःशांतिदःस्त्रष्टाकुमुदःकुवलेशयः
गोहितोगोपतिर्गोप्तावृषभाक्षोवृषप्रियः ॥६३॥

ટીકા—शुभांगः—સારા અંગવાળા. शांतिदः—શાંતિ આ-પનાર. स्रष्टाः—સાત્વીક, રાજસીક, તામસીક પ્રજાના સરજ-નાર. कुमुदः—પદ્મરૂપ અથવા પૃથ્વીમાં આનંદ પામનાર. कुवलेशयः—જળમાં સયન કરનાર. गोहितः—યજ્ઞોને વધારનાર. અથવા પૃથ્વીનું હીત કરનાર અથવા ગાયોનું હીત કરનાર. गोपतिः—પૃથ્વીના સ્વામી અથવા ગાયો પાળનાર. गोप्ता—રક્ષણ કરનાર. वृषभाक्षः—ધર્મ છે નેત્ર જેને અથવા બળદ સરખા મોટા નેત્રવાળા. वृषप्रियः—ધર્મ જેને વાલો છે અ-થવા બળદ જેને વાળા છે તે. ॥ ૬૩ ॥

अनि-र्वृत्तीनिवृत्तात्मासंक्षेप्ताक्षेमकृच्छिव ॥
श्रीवत्सवक्षाश्रीवासश्रीपतिश्रीमतांवर ६४

ટીકા—अनिर्वृत्तिः—લોકસંગ્રહ અર્થે કર્મથી નિવૃત થએલા અથવા નિવરતીને નહીં પામનાર. निवृतात्मा—વિષયોથી આત્માને દુર કરનાર. संक्षेप्ता—મોટાઓને અલ્પ કરનાર. क्षेमकृत्—કલ્યાંણ કરનાર. शिवः—શંકરરૂપ અથવા નામ સંભારવાથી પવિત્ર કરનાર. श्रीवत्सवक्षाः—વક્ષસ્થળમાં વત્સનામા ચિન્હને ધારણ કરનાર. श्रीवासः—લક્ષ્મીનો વાસ. श्रीपतिः—લક્ષ્મીજીના પતિ. श्रीमतांवरः—ધનવાંનોમાં શ્રેષ્ટ. ૬૪

श्रीदःश्रीशःश्रीनिवासःश्रीनिधिश्रीविभावनः
श्रीधरःश्रीकरःश्रेयःश्रीमाँल्लोकत्रयाश्रयः ६५

ટીકા—श्रीदः—લક્ષ્મી આપનાર. श्रीशः—લક્ષ્મીના ઈશ. श्रीनीवासः–લક્ષ્મીનો વાસ. श्रीनिधिः–લક્ષ્મીના ભંડાર. श्रीविभावनः–વિવિધ પ્રકારે લક્ષ્મીના ભાવના કરનાર અથવા લક્ષ્મીને પમાડનાર. श्रीधरः—શોભાને ધારણ કરનાર. श्रीकरः—સ્મર્ણ માત્રથી લક્ષ્મીવાન કરનાર અથવા શોભા કરનાર. श्रेयः—કલ્યાંણકારક. श्रीमान—લક્ષ્મીવાન. लोकत्रयाश्रयः— ત્રણ લોકોના આશ્રય. ॥ ૬૫ ॥

स्वक्षःस्वंगःशतानंदोनांदिर्ज्योतिर्गणेश्वरः॥
विजितात्माविधेयात्मासत्कीर्तिश्छिन्नसंशय ॥

ટીકા—स्वक्षः—સુંદર નેત્રવાળા. स्वंगः —સારા અંગવાળા. शतानंदः—અનંત જીવોને આનંદ કરાવનાર. नंदीः—સમૃદ્ધીરૂપ. ज्योतिगणेश्वरः—જયોતગણોના ઈશ્વર. विजितात्मा—જીતેલા આત્માવાળા. विधेयात्मा—વિધાન કરવા યોગ્ય આત્મા જેનો છે. शत्कीर्तिः—સારી કીર્તીવાળા छीन्नसंशयः—શંશયો જેના દુર થયેલા છે તે. ॥ ૬૬ ॥

उ॰ीणःसर्वतश्चक्षुरनीशःशाश्वतःस्थिरः ॥
भूशयोभूषणोभूतिर्वि॰॥कःशोकनाशनः॥६७॥

ટીકા—उदीर्णः—પુરાણોમાં સારવડે પ્રસીદ્ધ અથવા સર્વેથી અધીક. सर्वतश्चक्षुः—સર્વ તરફ નેત્રછે જેનાં તે. अनिशः—જેનો કોઈ પણ સ્વામી નથી તે. शाश्वतः—સર્વકાળ રેહેનાર અથવા પ્રાચીન અથવા કદાપી વિક્રીયા ન પ્રાપ્ત થાય તે. स्थिरः—નિશ્ચલ. भूशयः—પૃથ્વીપર સુનાર. भूषण—અલંકારરૂપ. भूतिः—સંપત્તીરૂપ. विशोकः—શોકરહીત. शोकनाशनः—ચીંતા દુર કરનાર. ॥ ૬૭ ॥

अर्चि॰॰॰र्चितःकुंभोविशुद्धात्माविशोधनः॥
अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः६८

ટીકા—अर्चिष्मान्—દીપ્તવાન અથવા પ્રકાશ કરનાર. अर्चितः—પુજેલાં. कुंभः—માયાયે કરી જીવને ઢાંકનાર અથવા ઘડારૂપ. विशुधात्माः—નિર્મળ આત્માવાળા. विशोधनः—અત્યંત શુદ્ધ કરનાર, અથવા પાપોને શોધન કરનાર. अनिरुद्धः—માયા રહીત અથવા નહીં રોકાયેલ. अप्रतिरथः—રથથી મુક્ત અથવા જેના આગળ પાછળ નહીં તે. प्रद्युम्नः—પ્રદ્યુમનરૂપ અથવા ઉત્કૃષ્ટ ધનવાન. ऽमितविक्रमः—જેના પરાક્રમનો પાર નહીં તે. ॥ ૬૮ ॥

कालनेमिनिहावीरःशौरिःशूरजनेश्वरः ॥
त्रिलोकात्मात्रिलोकेशःकेशवःकेशिहाहरिः६९

ટીકા—कालनेमि—કાળનેમી અસુરને મારનાર અથવા કાળનો સ્વામી. महाविरः—મોટો પરાક્રમી. शौरीः—સુરાના કુળમાં થએલા અથવા સુરસેન રાજાના પુત્ર. शूरजनेश्वरः—સુરવીર પુરૂષોના પણ ઈશ્વર. त्रीलोकात्मा—ત્રણ લોકના આત્મા.

त्रीलोकेशः—त्रणु लोकोना स्वामी. केशवः—सुंदर केशवान अथवा सूर्यने प्रकाश करनार. केशिहा—केशादैत्यने हणनार. हरिः—पातकोने स्मर्णु मात्रथी हरनार. ॥ ६९ ॥

कामदेवःकामपालःकामीकांतःकृतागमः ॥
अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनंतोधनंजयः ॥७०॥

टीका—कामदेवः—भकतोनी कामना पुरण करनार अथवा कामदेवरुप. कामपालः—कामनुं रक्षण करनार. कामी—भकतनी कामनावाळा. कांतः—सुंदर अथवा ब्रह्मानो अंत. कृतागमः—कर्याछे वेद अगम जेणे. अनिर्देश्यवपुः—जेनुं शरीर प्रमाण करवा योग्य नथी ते. विष्णुः—प्राणीओना हृदयमां प्रवेश करनार अथवा सर्वव्यापी. वीरः—सुरवीर. अनंतः—अंतररहीत. धनंजयः—अर्जुनरुप. ॥ ७० ॥

ब्रह्मण्योब्रह्मकृद्ब्रह्माब्रह्मब्रह्मविवर्द्धनः ॥
ब्रह्मविद्ब्राह्मणोब्रह्मीब्रह्मज्ञोब्राह्मणप्रियः ७१॥

टीका—ब्रह्मण्य—ब्रह्मनुं ध्यान करनार. ब्रह्मकृत्—वेदना करनार. ब्रह्मा—सृष्टीना करता. ब्रह्मः—वृद्धी पामनार अथवा सर्वेश्वर. ब्रह्मविवर्द्धनः—ब्रह्मने वधारनार. ब्रह्मवित्—वेद जाणनार. ब्राह्मणः—वेदने प्रवर्त करनार. ब्रह्मी—ब्रह्म वेदमां रहेलुं छे. ब्रह्मज्ञः—ब्रह्मने जाणनार. ब्राह्मणःप्रियः—ब्राह्मणो जेने वाला छे ते. ॥ ७१ ॥

महाक्रमोमहाकर्मामहातेजामहोरगः ॥
महाक्रतुर्महायज्वामहायज्ञामहाहविः ॥७२॥

टीका—महाक्रमः—मोटा क्रमवाळा. महाकर्मा—मोटा कर्मवान. महातेजः—मोटा तेजस्वी. महोरगः—वासुकीरुप. महाक्रतुः—

મોટા અશ્વમેધાદીક યજ્ઞરૂપ. महायज्वा—મોટા યજ્ઞ કરનાર. महायज्ञः—જપ યજ્ઞરૂપ અથવા મોટા યજ્ઞ જેના છે. महाहविः— મોટા હવિરૂપ અથવા બ્રહ્માર્પણ હવિરૂપ. ॥ ૭૨ ॥

**स्तव्यः स्तवप्रियः स्तोत्रं स्तुतिः स्तोतारणप्रिय**

**पूर्णः पूरयिता पुण्यः पुण्यकीर्तिरनामयः ॥७३॥**

ટીકા—स्तव्यः—સ્તુતી કરવા યોગ્ય. स्तवप्रियः—સ્તુતી જેને વાલીછે. स्तोत्रं—સ્તોત્રરૂપ અથવા ગુણ પ્રતિપાદક. स्तुतीः— સ્તુતિરૂપ. स्तोतारणःप्रियः—સ્તુતી કરનારા જેને વાલા છે. पूर्णः— સંપુર્ણ. पूरइता—ભક્તોની ઈચ્છા પુરી કરનાર. पुण्यः—પુણ્યરૂપ અથવા શુભ કરનાર. पुण्याकीर्त्तिः—પુણ્યવાન કીર્ત્તિવાળા. अनामयः—રોગ રહીત. ॥ ૭૩ ॥

**मनोजवस्तीर्थकरोवसुरेतावसुप्रदः ॥**

**वसुप्रदोवासुदेवोवसुर्वसुमनाहविः ॥७४॥**

ટીકા—मनोजवः—મન સરખા વેગવાન. तीर्थकरः—તીર્થ કરનાર. वसुरेताः—દ્રવ્ય જેનું વિર્ય છે અથવા પૃથ્વી જેનું વીર્ય છે. वसुप्रदः—ધન આપનાર અથવા જળ આપનાર. वसुप्रदः—ભીષ્મને ઉત્કૃષ્ટ મોક્ષ આપનાર. वासुदेवः—જગતમાં વસનાર મોટા દેવ અથવા વસુદેવના પુત્ર. वसुः—સર્વમાં વસનાર અથવા સ્થાન સ્વરૂપ. वसुमनः—રહેવા સારૂં મન જેનું છે. हविः—હવ્યરૂપ. ॥ ૭૪ ॥

**सद्गतिःसत्कृतिःसत्तासद्भूतिःसत्परायणः ॥**

**शूरसेनोयदुश्रेष्ठःसन्निवासःसुयामुनः ॥७५॥**

ટીકા—सदगतिः—સારી ગતીવાળા. सत्कृतिः—સારી કૃતીવાન. सत्ता—સત્તારૂપ. सद्भूतिः—સારી સંપદારૂપ. सत्परायण— સત્પુરૂશોના ઉત્તમ સ્થાનરૂપ. शूरसेनः—સૂરવીર લશ્કરવાળા.

यदुश्रेष्ठः—યાદવોમાં શ્રેષ્ઠ. सन्नावासः—સારા પુરૂષોના નિવાસરૂપ. सुयामुनः—સારી રીતે યમુના નદીના વીષને દુર કરનાર અથવા સારી રીતે યમુના નદીનો સંગ કરનાર. ॥ ७५ ॥

भूतावासोवासुदेवःसर्वासुनिलयोऽनलः ॥
दर्पहादर्पदोदृप्तोदुर्धरोऽथापराजित ॥७६॥

ટીકા—भूतावासः—ભૂતોનો વાસ અથવા પ્રાણીઓનું રેઠાંણ. वासुदेवः—યમુનાજીમાં રમનાર અથવા વિસુધ સત્વમાં પ્રતિત થનાર. सर्वासुनिलयोनलः—સર્વ અવસ્થામાં ભક્તોને આલીંઘન કરનાર અથવા સર્વ પ્રાણના આશ્રયી જનોને પ્રકાશ કરનાર. दर्पहा—હુંકારને હણનાર અથવા દુષ્ટોના ભયને હણનાર. दर्पदः—ગર્વ આપનાર અથવા અસુરોને ભય આપનાર. दृप्तः—પોતાના આનંદના અનુભવી. दुर्धरः—દુખવડે ધારણ કરવા અયોગ્ય. अपराजितः—પરાજય રહીત. ॥ ७६ ॥

विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ॥
अनेकमूर्तिरव्यक्तःशतमूर्तिःशताननः ॥७७॥

ટીકા—विश्वमार्तिः—જગતની મૂર્તરૂપ. महामूर्तिः—મોટી પ્રતિમાવાળા અથવા પુજવા યોગ્ય મૂર્તવાળા. दिप्तमूर्तिः—પ્રકાશમાંન મૂર્તિવાળા. अमूर्तिमान्—મૂર્ત વગરના. अनेकमार्तिः—અનેક પ્રકારના આકારવાળા. अव्यक्तः—જાણવામાં નહીં આવનાર અથવા ભક્ત વગર બીજા પુરૂષોને સ્પષ્ટ નહીં થનાર. शतमूर्तिः—સો મુરતીના ધારક. शताननः—સો મુખ જેનાછે તે.

एकोनैकःसवःकःकिंयत्तत्पदमनुत्तमम् ॥
लोकबंधुर्ल्लोकनाथोमाधवोभक्तवत्सलः ॥७८॥

ટીકા—एकः—સુક્ષ્મ જગતરૂપ અથવા જગતના આદીએ એકલા नैकः—જગત થયા પછી નાના પ્રકારના. सव—

ઉત્પત્તિ કરનાર. कः—સુખરૂપ. किं:—જેને ભક્ત ચાહાય છે. તે તે થાયછે. અથવા શું. यतः—જે. ततः—તે પદ અથવા ચરણ રૂપ. अनुत्तमम्:—જેનાથી કોઇપણ ઉત્તમ નહીં તે. लोकबंधुः—લોકોનું હીત કરનાર. लोकनाथः—લોકોના સ્વામી. माधवः—લક્ષ્મીજીના પતિ અથવા વસંત રૂપ. भक्तवत्सलः—ભક્તોપર પ્યાર રાખનાર ॥૭૮॥

**सुवर्णवर्णोहेमांगोवरांगश्चंदनांगदी ॥**

**वीरहाविषमःशून्योघृताशीरचलश्चलः॥७९॥**

ટીકા—सुवर्णवर्णः—સોના સરખા વર્ણવાન. हेमांगः—સોના સરખા અંગવાળા. वरांगः—શ્રેષ્ટ અંગવાળા. चंदनागदीः—ચંદન યુક્ત બાહુ ભુષણો પેરનાર. वीरहाः—શુરવીરોને મારનાર विषमः—જેના સરખા નહી તે અથવા શત્રુઓમાં વિરૂદ્ધ વર્તનાર અથવા વિષમરૂપ. शून्यः—આકાર રહીત અથવા આકાશરૂપ. घृताशीः—બ્રાહ્મણોના આશીરવાદને ધારણ કરનાર. अचलः—નહી ચળનાર. चलः—ચળનાર. ॥૭૯॥

**अमानीमानदोमान्योलोकस्वामीत्रिलोकधृक्**

**सुमेधामेधजोधन्य सत्यमेधाधराधरः॥८०॥**

ટીકા—अमानीः—માન્ય વગરના અથવા દેહ અભિમાન રહિત. मानदः—માન્ય આપનાર. मान्यः—સર્વને માનવા યોગ્ય. लोकस्वामीः—પ્રાણીઓના પતિ. त्रिलोकधृक्:—ત્રણ લોકને ધારણ કરનાર. सुमेधाः—સારી બુદ્ધિવાન. मेधजः—પવિત્રતાથી ઉત્પન્ન થનાર. धन्यः—ભાગ્યવાન. सत्यमेधाः—સાચી બુદ્ધિવાળા. धराधरः—પૃથ્વીના ધારક. ॥૮૦॥

**तेजोवृषोद्युतिधरःसर्वशस्त्रभृतांवरः ॥**

**प्रग्रहोनिग्रहोव्यग्रोनैकशृंगोगदाग्रजः ॥८१॥**

ટીકા—तेजोवृषः—સુર્યરૂપ તેજથી વર્ષા કરનાર. द्युतिधरः—કાંતીના ધારક. सर्वशस्त्रभृतांवरः—સઘળા હથીઆરો રાખના-

રાઓમાં ઉત્તમ. प्रग्रहः—પુજનને અંગીકાર કરનાર અથવા રજ્જુ રૂપ. निग्रहः—ધૈર્ય કરનાર અથવા જનોનો નિગ્રહ કરનાર. व्यग्रः—વિહ્વલ. नैकशृंगः—અનેક શીંગડાંઓના ધારક. गदाग्रजः—બલદેવજીના ભાઈ અથવા વિવિધ પ્રકારના જીવોના મુખી. ॥८१॥

चतुर्मूर्तिश्चतुर्बाहुश्चतुर्व्यूहश्चतुर्गतिः ॥
चतुरात्माचतुर्भावश्चतुर्वेदाविदेकपात् ॥८२॥

ટીકા—चतुर्मूर्तिः—નરનારાયણ, બળદેવ અને કૃષ્ણ આ ચાર મુર્તિ અથવા રામ, લક્ષ્મણ, ભરત. શત્રુઘન એ ચાર અવતાર. चतुर्बाहुः—ચાર હાથ જેનેછે. चतुर्व्युहः—ચાર જણોના મત લઇ પોતે વિચાર કરનાર અથવા વાસુદેવ સંકર્પણ. પ્રદ્યુમ્ન, અનીરૂદ્ધ આ ચાર. चतुर्गतिः—શમ, અધો, તિર્યક અને ઉર્દ્ધ આ ચાર પ્રકારની ગતીવાળા અથવા ચાર આશ્રમોની ગતીરૂપ. चतुरात्माः—સત્વ, રજ, તમ અને રજુ આ પ્રકારના ચાર આત્માવાળા. चतुर्भावः—સત્તા, અભીપ્રાય, ચેષ્ટા અને પોતાનો જન્મ એવા ચાર પ્રકારના ભાવવાળા. चतुर्वेदवितः—રક, યજુ, શ્યામ, અને અથરવણ આ ચાર વેદોને જાણનાર एकपातः—એક પગવાળા. ॥८२॥

समावर्त्तोविवृत्तात्मादुर्जयोदुरतिक्रमः॥
दुर्ल्लभोदुर्गमोदुर्गोदुरावासोदुरारिहा ॥८३॥

ટીકા—समावर्त्तः—રૂડી રીતે વર્ત્તનાર. निवृत्तात्माः—સંસારથી દુર થએલ આત્માવાળા. दुर्जयः—દુખથી પણ નહીં જીતાય તેવા. दुरतिक्रमः—દુખથી પણ ઉલંઘન કરવાને અયોગ્ય दुर्लभः—દુખથી પમાય અથવા ભકતોને પામવા દુર્લભ. दुर्गमः—દુખથી મેલવવા યોગ્ય. दुर्गः—કીલ્લારૂપ. दुरावासः—દુખથી ધ્યાનમાં રેહેનાર. दुरारिहाः—દુઃખ પુર્વક શત્રઓને મારનાર ८३

शुभांगोलोकसारंगःसुतंतुस्तंतुवर्द्धनः ॥

## इंद्रकर्मामहाकर्माकृतकर्माकृतागमः ॥८४॥

ટીકા—शुभांगः—સારા અંગવાળા. लोकसारंगः—લોકોના આભુષણ રૂપ અથવા લોકોમાં સારંગ પક્ષી રૂપ. सुतंतुः—સારા તંતુરૂપ. तंतुवर्द्धनः—તંતુઓને વધારનાર. इंद्रकर्मा:—ઈંદ્ર જેવાં કર્મો કરનાર. महाकर्माः—મોટા કર્મવાળા અથવા મોટી મોટી ક્રીયાઓ જેની છે, कृतकर्मा:—અનેક પ્રકારનાં કર્મો જેણે કર્યાં છે. कृतागमः—જેણે આગમ શાસ્ત્ર કર્યું છે તે. ॥८४॥

## उद्भवःसुंदरःसुंदोरत्ननाभःसुलोचनः ॥
## अर्कोवाजसनःशृंगीजयंतस्सर्वविज्जयी ॥८५॥

ટીકા—उद्भवः—જન્મ રૂપ અથવા જેનાથી જગત ઉત્પન્ન થએલું છે તે. सुंदरः—શોભીત. सुंदः—લોકોને શોભીત કરનાર અથવા શુભ આપનાર. रत्ननाभः—નાભીમાં રત્ન ધારણ કરનાર અથવા ભુતવંશ છે જેનો તે. सुलोचनः—દીવ્ય ચક્ષુવાળા. अर्कः—લોકોમાં પુજીત અથવા સૂર્ય રૂપ અથવા આકડારૂપ. वाजसनः—વાજસન શાખારૂપ. અથવા અનંત લોકોને વાજ આપનાર. शृंगी:—શીંગડાવાળા અથવા મત્સાવતારમાં શીંગડાને ધારણ કરનાર. जयंतः—જયંતરૂપ અથવા સર્વને જીતનાર. सर्ववित्:—સઘલું જાણનાર. जयीः—જય કરનાર અથવા જીતનાર. ॥८५॥

## सुवर्णबिंदुरक्षोभ्यःसर्ववागीश्वरश्वरः ॥
## महान्हदोमहागर्तोमहाभूतोमहानिधिः ॥८६॥

ટીકા—सुवर्णबिंदुः—શોનાના બિંદુ સમાન. अक्षोभ्यः—નહીં ક્ષોભ પામનાર. सर्ववागीश्वरेश्वरः—સઘલી જાતની વાણીઓના સ્વામીનો સ્વામી. महा-हृदः—મોટા હ્રદયરૂપ અથવા યોગીંદ્ર હ્રદય અથવા મોટા હ્રદયવાન. महागर्तः—મોટા ખાડા રૂપ ગોવરધન પર્વત ઉચકી તેની નીચેના ઘેરાવામાં ગોવાળ અને ગાયોને રાખી રક્ષણ કરનાર. महाभूतः—મોટા

ભુતરૂપ. महानिधिः—મોટા ભંડારરૂપ. ॥८६॥

कुमुदःकुंदरःकुंदःपर्जन्यःपावनोनिलः॥
अमृतांशोऽमृतवपुःसर्वज्ञःसर्वतोमुखः ॥८७॥

ટીકા—कुमुदः —પૃથ્વીનો ભાર ઉતારી હર્ષ કરનાર. कुंदरः— પૃથ્વી ખોદનાર અથવા દુરજનોને મારનાર. कुंदः—પૃથ્વી આપનાર. पर्जन्यः—વૃષ્ટીરૂપ. पावनः—પવિત્ર કરનાર. अनिलः—વાયુરૂપ. अमृतांशः—અમૃતનો અંશ જેનામાં છે. અથવા દેવોને અમૃત પાનાર. अमृतवपुः—અમૃત સરખા શરીર વાળા. सर्वज्ञः—સર્વ જાણનાર. सर्वतोमुतोम्वाः—સઘલે ઠેકાણે મુખ રાખનાર. ॥८७॥

सुलभःसुव्रतःसिद्धःशत्रुजिच्छत्रुतापनः ॥
न्यग्रोधोदुंबरोश्वत्थश्चाणूरांध्रिनिषूदनः॥८८॥

ટીકા—सुलभः—સારી પેઠે ભક્તોએ મેલવેલા. सुव्रतः— સારા વ્રતવાળા. सिद्धः—સીદ્ધરૂપ અથવા સમર્થ. शत्रुजितः— શત્રુઓને જીતનાર. शत्रुतापनः—શત્રુઓને તપાવનાર. न्यग्रोधः— વડના વૃક્ષ સમાન. उदुंबरः—ઉમડના વૃક્ષરૂપ અથવા, અન્ન આદીક વસ્તુએ કરી જગતનું પોષણ કરનાર अश्वत्थः— પીંપલા વ્રક્ષ સમાન અથવા સંસાર વૃક્ષરૂપ. चाणुरांध्रिषुदनः— ચાણુરનામા દૈત્યના ચરણને છેદનાર. ॥८८॥

सहस्रार्चिःसप्तजिव्हःसप्तैधाःसप्तवाहनः
अमूर्तिरनघोऽचिंत्योभयकृद्भयनाशनः ॥८९॥

ટીકા—सहस्रार्चिः—હજાર કીરણવાળા. सप्तजिव्हः—સાત જીભો જેનેછે. सप्तैधाः—સાત રીતે પ્રકાશ કરનાર. सप्तवाहनः— સાત પ્રકારના વાહન વાળા. अमूर्तिः—આકાર વગરના. अनघः પાપ રહીત. अचिंत्यः—ચીંતવનમાં નહીં આવનાર, भयकृतः— ભય કરનાર. भयनाशनः—ભયને નાશ કરનાર. ॥८९॥

अणुर्बृहत्कृशःस्थूलोगुणभृन्निर्गुणोमहान् ॥
अधृतःस्वधृतःस्वास्यःप्राग्वंशोवंशवर्धनः९०

ટીકા—अणुः—નાના. बृहतः—મોટા. कृशः—દુર્બલ. स्थूलः जाડा. गुणभृतः—ગુણોથી ભરેલા. निर्गुणः—સુખ દુઃખાદીકથી રહીત. महान्ः—લોકોને પુજય અથવા મોટા. अधृतः—ભકતોએ નહી ધારણ કરેલા. स्वधृतः—પોતાની મેળે ધારણ થએલા. स्वास्यः—સારા મુખવાળા અથવા સ્થીર સ્વાસવાલા प्राग्वंशः—પૂર્વના વંશરૂપ. वंशवर्धनः—વંશને વધારનાર ॥૯૦॥

भारभृत्कथितोयोगीयोगीशःसर्वकामदः ॥
आश्रमःश्रमणःक्षामःसुपर्णोवायुवाहनः।९१॥

ટીકા—भारभृतः—જગતના ભારને ધારણ કરનાર. कथितः—શાસ્ત્રાદીકોએ કહેલા. योगीः—અષ્ટાંગ યોગને ધારણ કરનાર અથવા યોગીરૂપ. योगीशः—યોગીઓના સ્વામી. सर्वकामदः—સઘળા મનોરથોના આપનાર. आश्रमः—બ્રહ્મચર્ય ગ્રહસ્થવાન પ્રસ્થ અને સંન્યાશી. આવા ચાર આશ્રમોના વિશ્રામરૂપ. श्रमणः—ખેદ પામનાર અથવા શ્રમપ્રાપ્ત કરનાર. क्षामः—જેનાથી પાપ દુર કરાતું અથવા પ્રલયકાળમાં ચૈતન્યને દુર્બળ કરનાર. सुपर्णः—સારી પેઠે મનોરથોને પુરણ કરનાર અથવા સારા પાંદડારૂપ. वायुवाहनः—જેનું વાયુ વાહનછે.

धनुर्धरोधनुर्वेदोदंडोदमयितादमः ॥
अपराजितःसर्वसहोनियंतानियमोयमः।९२॥

ટીકા—धनुर्धरः—ધનુષને ધારણ કરનાર. धनुर्वेदः—ધનુર્વેદના જાણનાર. दंडः—દંડ કરનાર અથવા દંડરૂપ. दमयिता—દમન કરાવનાર. दमः—શત્રુઓને દમન કરનાર. अपराजितः—પરાજય વગરના અથવા ગોપીથી જીતાયેલા. सर्वसहः—સર્વ

સહન કરનાર. नियता—સઘળું જાણનાર. नियमः—નીયમ ક-રનાર અથવા નીયમરૂપ. यमः—મૃત્યુ વગરના અથવા ઇંદ્રીઓને શાન્ત કરનાર. ॥ ૯૨ ॥

**सत्ववान्सात्विकःसत्यःसत्यधर्मपरायणः ॥**
**अभिप्रायःप्रियार्होऽर्हःप्रियकृत्प्रीतिवर्धनः९३॥**

ટીકા—सत्ववान्—સત્વ ગુણવાળા. सात्विकः—સત્વ ગુણે કરી ગતી કરનાર. सत्यः—સત્યરૂપ. सत्यधर्मपरायणः—સત્ય ધર્મમાં તત્પર. अभिप्रायः—આશયરૂપી. प्रियार्हः—ભક્તોને પુજવા યોગ્ય, અથવા વાલી વસ્તુને યોગ્ય. अर्हः—પુજાને યોગ્ય. प्रियकृत—પ્રીત કરનાર અથવા સુખ આપનાર. प्रीतिवर्द्धनः પ્રીતીને વધારનાર ॥ ૯૩ ॥

**विहायसगतिर्ज्योतिःसुरुचिर्हुतभुग्विभुः ॥**
**रविर्विरोचनःसूर्यःसवितारविलोचनः॥९४॥**

ટીકા—विहायसगतिः—ગરૂડપર બેશી આકાશ માર્ગે જનાર. ज्योतिः—પ્રકાશમાન. सुरुचिः—સુંદર કાન્તીવાન અથવા પોતાની મરજી માફક વર્ત્તનાર. —हुतभुक्—ઘૃતાદી હવિષ્યોનું ભક્ષણ કરનાર. विभुः—સામર્થ અથવા અત્યંત પ્રકાશ કરનાર. रविः—સૂર્યરૂપ. विरोचनः—વિશેષ કરી પ્રકાશ કરનાર અથવા સાધુઓની પ્રીતી કરનાર. सूर्यः—આકાશાદી લોકોમાં ગતી કરનાર. सविता—લોકોને કર્મ માં પ્રેરણા કરનાર અથવા જગતના કારણરૂપ. रविलोचनः—સૂર્ય જેનાં નેત્ર છે તે.

**अनंतोहुतभुग्भोक्तासुखदोनैकजोऽग्रजः ॥**
**अनिर्विण्णःसदामर्षीलोकाधिष्ठानमद्भुतः९५॥**

ટીકા—अनंतः—અંતર રહીત. हुतभुक्—હવિ દ્રવ્યોનું ભક્ષણ કરનાર. भोक्ता—ભોગવનાર. सुखदः—સુખ આપનાર.

नैकजः—અનેક રૂપથી પ્રગટનાર. अग्रजः—જગતની પેહેલા થયેલા. अनिर्विण्णः—દુખ રહીત અથવા સાધનરૂપ. सदामर्षी:—સર્વદા અપરાધોના સહનસીળ. लोकाधिष्ठानं—સ્વર્ગાદી લોકોના આશ્રયરૂપ. अद्भुतः—અનેક પ્રકારની શકતીવાન. ॥૯૫॥

सनात्सनातनतमः कपिलः कपिरव्ययः ॥
स्वस्तिदः स्वस्तिकृत्स्वस्तिः स्वस्तिभुक्स्वस्तिदक्षिणः ॥९६॥

ટીકા—सनात—સર્વ આપેલી વસ્તુ જેને પ્રાપ્ત થાય તે. सनातनतमः—અતીશય જુના. कपिलः—મહામૂર્તિ. कपिः—વાંનરરૂપ અથવા વરાહરૂપ. अव्ययः—પ્રલયરૂપ અથવા દુખોકને નહીં જનાર. स्वस्तिदः—કલ્યાંણ આપનાર. स्वस्तिकृत्—કલ્યાંણ કરનાર. स्वस्ति—કલ્યાંણરૂપ. स्वस्तिभुक्—કલ્યાંણ ભોગવનાર. स्वस्तिदक्षिणः—કલ્યાણ કરવામાં ચતુર. ॥ ૯૬ ॥

अरौद्रः कुंडली चक्री विक्रम्यूर्जितशासनः ॥
शब्दातिगः शब्दसहः शिशिरः सर्वरीकरः ॥९७॥

ટીકા—अरौद्रः—ક્રૂર સ્વભાવથી રહીત. कुंडली—કુંડલ પેહેરનાર. चक्री—ચક્ર ધારણ કરનાર. विक्रम—પરાક્રમી. ऊर्जितशासनः—બળે કરી યુક્ત શત્રુઓને તાડન કરનાર અથવા હુકમ કરનાર. शब्दातिगः—અનેક શબ્દોનું પણ ઉલંઘન કરનાર. शब्दसहः—શબ્દોને સહન કરનાર. शिशिरः—શીશીર ઋતુરૂપ અથવા સ્વરૂપવાન. शर्वरीकरः—રાત્રી કરનાર. ॥૯૭॥

अक्रूरः पेशलो दक्षो दक्षिणः क्षमिणांवरः ॥
विद्वत्तमो वीतभयः पुण्यश्रवणकीर्त्तनः ॥९८॥

ટીકા—अक्रूरः—ક્રૂર રહીત. पेशलः—અનેક અવયવવાન, અથવા સર્વદા રૂચીર. दक्षः—ડાહ્યા. दक्षिणः—ગંભીર અથવા

સરલ ઉદ્ગાર. क्षमीणांवरः—સહન કરનારા પુરૂષોમાં શ્રેષ્ઠ. विद्वत्तमः વિદ્વાનોમાં ઉત્તમ. वीतभयः—ભયને દુર કરનાર અથવા ભયથી રહીત. पुण्यश्रवणकिर्त्तनः—જેનું શ્રવણ અને કીર્ત્તન લોકોનું સારૂં કરનાર છે. ॥ ૯૮ ॥

उत्तारणोदुष्कृतिहापुण्योदुःस्वप्ननाशनः ॥
वीरहारक्षणः संतोजीवनःपर्यवस्थितः ॥९९॥

ટીકા—उत्तारणः—સંસારથી તારનાર. दुष्कृतिहा—પાપોને હણનાર. पुण्यः—પુણ્યરૂપ. दुःस्वप्ननाशनः—દુષ્ટ સ્વપ્નાંઓને નાશ કરનાર. वीरहा—વીર પુરૂષોને હણનાર. रक्षणः—રક્ષણ કરનાર. संतः—સંતરૂપ અથવા સારી રીતે વીસ્તાર કરનાર. जीवनः—સર્વ પ્રાણીઓને જીવાડનાર. पर्यवस्थितः—સર્વ વ્યવસ્થાવાન. ॥ ૯૯ ॥

अनंतरूपोनंतश्रीर्जितमन्युर्भयापहः ॥
चतुरस्त्रोगभीरात्माविदिशोव्यादिशोदिशः ॥

ટીકા—अनंतरूपः—અનેક રૂપવાળા. अनंतश्रीः—અંત વગરની લક્ષ્મીવાન અથવા અનંત પ્રકારની શોભાવાળા. जितमन्युः—ક્રોધને જીતનાર. भयापहः—ભયોને દુર કરનાર. चतुरस्त्रः—ચાર વેદ અસ્ત્ર જેનાં છે તે. गंभीरात्मा—ધૈર્યવાન આત્માવાળા. विदिशः—ભકતોને વિવિધ પ્રકારે ફળ આપનાર અથવા દીશાઓના મધ્ય, व्यादिशः—વીશેષ ઉપદેશ કરનાર. दिशः—વેદરૂપથી કર્મ ફળોનો ઉપદેશ કરનાર અથવા દશ દીશારૂપ. ॥ ૧૦૦ ॥

अनादिर्भूर्भुवोलक्ष्मीःसुवीरोरुचिरांगदः ॥
जननोजनजन्मादिर्भीमोभीमपराक्रमः ।१०१

ટીકા—अनादिः—જેના કોઈ પણ આદી નહીં તે. भूः—પૃથ્વીરૂપ. भुवः—ભુલોકરૂપ અથવા પૃથ્વીના ભોગવનાર.

लक्ष्मीः—પૃથ્વીની શોભારૂપ અથવા લક્ષ્મીરૂપ. सुवीरः—સારા પરાક્રમી. रुचिरांगदः—સારા બાહુ ભુષણ જેનાં છે. जननः—ઉત્પત્તિરૂપ. जनजन्मादिः—માણુસોના જન્મવેલા. भीमः—ભયંકર અથવા ભીમસેનરૂપ. भीमपराक्रमः—ભીમના સરખા પરાક્રમી. ॥ १०१ ॥

**आधारानिलयोधातापुष्पहासःप्रजागरः॥**
**ऊर्ध्वगःसत्पथाचारःप्राणदः प्रणवःपणः१०२**

ટીકા—आधारनिलयः—દેહનું સ્થાનક. धाता—જગતનું રક્ષણ કરનાર. पुष्पहासः—ફુલ જેવા હાસ્યવાન. प्रजागरः—જાગૃતરૂપ અથવા અખંડ જ્ઞાની. ऊर्ध्वगः—ઉંચે ગતી કરનાર. सत्पथाचारः—સત્ય પુરૂષોને સત્ય આચરણ કરાવનાર. प्राणदः—પ્રાણ આપનાર. प्रणवः—ૐકારરૂપ. पणः—વ્યવહારરૂપ. १०२

**प्रमाणंप्राणनिलयःप्राणभृत्प्राणजीवनः॥**
**तत्त्वंतत्त्वविदेकात्माजन्ममृत्युजरातिगः१०३**

ટીકા—प्रमाणं—પ્રમાણરૂપ. प्राणनिलयः—પ્રાણના આધારરૂપ અથવા રગતિ યા વાયુરૂપ. प्राणभृत्—જીવને ધારણ કરનાર. प्राणजीवनः—પ્રાણ જેના આધારે જીવે તે. तत्वं—તત્વરૂપ. तत्ववित—તત્વને જાણનાર. एकात्मा—એક આત્મારૂપ. जन्ममृत्युजरातिगः—જન્મ મૃત્યુ અને ઘડપણ તેને ઉલંઘન કરનાર.

**भूर्भुवःस्वस्तरुस्तारःसपिताप्रपितामहः॥**
**यज्ञोयज्ञपतिर्यज्वायज्ञांगोयज्ञवाहनः।१०४**

ટીકા—भूर्भुवःस्वस्तरुः—ભુલોક ભુવલોક અને સ્વર્ગ લોકને કલ્પ વૃક્ષરૂપ. तारः—તારકરૂપ. सपिता—સાધારણ સર્વના પીતા. प्रपितामहः—પૂર્વજરૂપ અથવા પિતા મહના પણ પીતા. यज्ञः—યજ્ઞરૂપ. यज्ञपतिः—યજ્ઞના સ્વામી. यज्वा—યજ્ઞો કરનાર.

यज्ञांगः—યજ્ઞનું અંગ. यज्ञवाहनः—યજ્ઞો કરાવનાર અથવા જે-નું પુજન પ્રાપ્તીકારક. ॥ ૧૦૪ ॥

यज्ञभृद्यज्ञकृद्यज्ञीयज्ञभुग्यज्ञसाधनः ॥
यज्ञांतकृद्यज्ञगुह्यमन्नमन्नादएवच ॥१०५॥

ટીકા—यज्ञभृत्—યજ્ઞોને પુષ્ટ કરનાર. यज्ञकृत् યજ્ઞો કરનાર. यज्ञी—યજ્ઞ જેનામાં રહેલા છે. यज्ञभुक्—યજ્ઞમાં ભોજન કરનાર. यज्ञसाधनः—યજ્ઞને સાધન કરનાર. यज्ञांतकृत्—યજ્ઞોની સમાપ્તિ કરનાર. यज्ञगुह्यः—યજ્ઞોનું ગુહ્ય અથવા યજ્ઞો કરી જોવામાં આવનાર, અથવા મળનાર. अन्न—ધાંનરૂપ. अन्नाद—ધાંનને ખાનાર. एवच—એક બ્રહ્મ ॥ ૧૦૫ ॥

आत्मयोनिःस्वयंजातोवैखानःसामगायनः ॥
देवकीनंदनःस्त्रष्टाक्षितिशःपापनाशनः।१०६।

ટીકા—आत्मयोनिः—પોતેજ પોતાના કારણ. स्वयंजातः—પોતાની મેળે ઉત્પન્ન થયેલા. वैखानः—પૃથ્વીને ખોદી પાતાળમાં જઇ હીરણ્યાક્ષને મારનાર અથવા વૈખાનસ મૂર્તિ. सामगायनः—સામવેદ જેનું ગાયન કરેછે તે. देवकीनंदनः—દેવકીજીના પુત્ર. स्त्रष्टा—અનેક વસ્તુઓને પેદા કરનાર. क्षितीशः—પૃથ્વીના સ્વામી. पापाशननः—પાપોને નાશ કરનાર. ॥૧૦૬॥

शंखभृन्नंदकीचक्रीशार्ङ्गधन्वागदाधरः ॥
रथांगपाणिरक्षोभ्यःसर्वप्रहरणायुधः॥१०७॥

ટીકા——शंखभृत्—શંખ રાખનાર. नंदकी—નંદક મણીને રાખનાર. चक्री—સુદરશણ ચક્રને ધારણ કરનાર. शार्ङ्गधन्वाः—સારંગનામા ધનુષને રાખનાર. गदाधरः—ગદાના ધારક. रथांगपाणिः—ચક્ર જેના હાથમાં છે. अक्षोभ्यः—નહીં ક્ષોભ પાંમનાર. सर्वप्रहरणायुधः—સંપુર્ણ સસ્ત્રો જેનાં આયુધો છે. જેનાં સઘળાં હથીઆરો મારવા યોગ્ય છે. ॥ ૧૦૭ ॥

॥ सर्वप्रहरणायुधोंर मइति ॥

इतिदंकीर्त्तनीयस्यकेशवस्यमहात्म

नाम्नांसहस्त्रंदिव्यानामशेषेणप्रकीर्तितम् ॥

ટીકા—એ પ્રકારે આ કેશવ ભગવાનનું મહાત્મ્ય કીર્તન કરવાને યોગ્ય અને શોભાયમાન એવું આ વિષ્ણુસહસ્ર નામ મેં સમગ્ર રીતે કહ્યું. ॥ ૧૦૮ ॥

यहदंशृणुयान्नित्यंयश्चापिपरिकीर्त्तयेर ॥

नाशुभंप्राप्नुयात्किंचित्सोऽमुत्रेहचमानवः ॥

ટીકા—જે પુરૂષ આ વિષ્ણુસહસ્ર નામાસ્તોત્રને સાંભળે અથવા કહે તે પુરૂષ આ લોકમાં તથા પરલોકમાં કાંઈ પણ અશુભને પામતો નથી. ॥ ૧૧૦ ॥

वेदांतगोब्राह्मणःस्यात्क्षत्रियोविजयीभवेत् ॥

वैश्योधनसमृद्धःस्याच्छूद्रःसुखमवाप्नुयात् ॥

ટીકા—આ વિષ્ણુસહસ્ર નામાસ્તોત્રનો જો બ્રાહ્મણ પાઠ કરે અથવા સાંભળે તો તે વેદાંતનો જાણનાર થાય. તેમજ ક્ષત્રી વીજયી થાય, તથા વૈશ્ય ધનવાન થાય અને સુદ્ર સુખને પામેછે. ॥૧૧૦॥

धर्मार्थीप्राप्नुयाद्धर्ममर्थार्थीचार्थमाप्नुयात् ॥

कामानवाप्नुयात्कामीप्रजार्थीप्राप्नुयात्प्रजाः ॥

ટીકા—આ વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરવાથી અથવા શ્રવણ કરવાથી ધર્માર્થી પુરૂષ ધર્મને પામેછે, ને અર્થી પુરૂષ અર્થને પામેછે, અને કામી પુરૂષ કામનાઓને પાંમેછે ને પ્રજાનો અર્થી પુરૂષ પ્રજાને પામેછે. ॥ ૧૧૧ ॥

भक्तिमान्यःसदोत्थायशुचिस्तद्गतमानसः ॥
सहस्त्रंवासुदेवस्यनाम्नामेतत्प्रकीर्तयेत् ११२

ટીકા—જે પુરૂષ સર્વકાળ સવારમાં ઉઠી અને પરમેશ્વરપર ભક્તી રાખી તથા પવિત્ર પહોર વાસુદેવ ભગવાનના નામનું પૂર્વે કહેલું સહસ્ત્રનામ જપે તો. ॥ ૧૧૨ ॥

यशःप्राप्नोतिविपुलंज्ञातिप्राधान्यमेवच ॥
अचलांश्रियमाप्नोतिश्रेयःप्राप्नोत्यनुत्तमम् ॥

ટીકા—માણુસ જાતમાં પુષ્કળ યશને તથા એવીજ રીતે જ્ઞાતમાં પ્રાધાન્યપણાને અને અચળ લક્ષ્મીને તથા શ્રેષ્ટ કલ્યાંણ પામેછે. ॥૧૧૩॥

नभयंक्वचिदाप्नोतिवीर्यंतेजश्चविंदति ॥
भवत्यरोगोद्युतिमान्बलरूपगुणान्वितः ११४

ટીકા—તેમ આ વિષ્ણુસહસ્ત્ર સ્તોત્ર ભણુનારા પુરૂષોને કોઈ વખત પણ ભય થતો નથી. વળી સૌર્યતાતેજને પામેછે. અને રોગરહીત પ્રકાશ કરનારો, ને બળરૂપ, અને ગુણે કરી યુક્ત પણ થાયછે. ॥ ૧૧૪ ॥

रोगार्त्तोमुच्यतेरोगाद्बद्धोमुच्येतबंधनात् ॥
भयान्मुच्येतभीतस्तुमुच्येतापन्नआपदः ॥

ટીકા—રોગથી પીડાયેલો પુરૂષ રોગથી મુકત થાયછે. અને બંધનથી બંધાયેલો પુરૂષ બંધનથી મુકત થાયછે. અને વળી ભયવાન પુરૂષ ભયથી મુકત થાયછે. તેમજ આપત્તોથી પીડાયેલો પુરૂષ આપદાથી મુક્ત થાયછે. ॥ ૧૧૫ ॥

दुर्गाण्यतितरत्याशुपुरुषःपुरुषोत्तमम् ॥

स्तुवन्नामसहस्रेणनित्यंभक्तिसमन्वितः ११६

ટીકા- જે પુરૂષ નિત્ય પુરૂષોત્તમ ભગવાનની ભક્તી- થી સ્તુતી કરે તો તે પુરૂષ ઉતાવળો અત્યંત દુખોથી તરી જાયછે. ॥ ૧૧૬ ॥

वसुदेवाश्रयोमर्त्योवासुदेवपरायणः ॥
सर्वपापविशुद्धात्मायातिब्रह्मसनातनम् ११७

ટીકા—વાસુદેવ ભગવાંનનો આશ્રય કરનાર પુરૂષ તથા વાસુદેવ ભગવાંનનું હૃદયમાં ધ્યાંન ધરનાર પુરૂષ સર્વ પા- પથી મુક્ત થઇ સનાતન બ્રહ્મને પાંમેછે. ॥ ૧૧૭ ॥

नवासुदेवभक्तानामशुभंविद्यतेक्वचित् ॥
जन्ममृत्युजराव्याधिभयंनैवोपजायते ।११८।

ટીકા—વાસુદેવ ભગવાનના ભકતોનું કોઇ વખત પણ અકલ્યાંણ થતું નથી તેમ જન્મ મૃત્યુ જરા અને રોગ તેનો પણ ભય તેઓને રેહેતો નથી. ॥ ૧૧૮ ॥

इमंस्तवमधीयानःश्रद्धाभक्तिसमान्वितः ॥
युज्येतात्मसुखक्षांतिश्रीधृतिस्मृतिकीर्त्तिभिः॥

ટીકા—ભક્તી અને શ્રદ્ધાથી યુકત થઇ આ વિષ્ણુસહ- સ્ર નામા સ્તોત્રનો પાઠ કરનારા પુરૂષોનો આત્મા સુખ શાંતી સંપદા ધૈર્ય સ્મરણ અને કીર્તીથી યુકત થાયછે. ૧૧૯

नक्रोधोनचमात्सर्यंनलोभोनाशुभामतिः ॥
भवंतिकृतपुण्यानांभक्तानांपुरुषोत्तमे ॥१२०॥

ટીકા—પુરૂષોત્તમ વિષ્ણુમાં પુણ્યરૂપી સહસ્ર નામ જે- મણે અર્પણ કરેલું છે. એવા પુરૂષોત્તમનાં ભકતોને ક્રોધ, ઈર્ષા, લોભ, અસુભમતિ એઓની થતી નથી ॥ ૧૨૦ ॥

द्यौस्सचंद्रार्कनक्षत्राखं दिशो भूर्महोदधिः ॥
वासुदेवस्यवीर्येणविधृतानिमहात्मनः॥१२१॥

ટીકા—સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર અને ગણો સાથે સ્વર્ગલોક, આકાશલોક, દિશાઓ, પૃથ્વી અને મોટા મોટા સમુદ્રો આ સઘળું વાસુદેવ મહાત્માના પરાક્રમથી ધારણ કરેલાં છે.

ससुरासुरगंधर्वंसयक्षोरगराक्षसम् ॥
जगद्वशेवर्त्ततेदंकृष्णस्यसचराचरम् ॥१२२॥

ટીકા—દેવતા, દૈત્ય, ગંધર્વ યક્ષ, સર્પ રાક્ષસાદીવડે યુક્ત આચરાચર જગત પરાક્રમી શ્રી કૃષ્ણજીને આધીન વર્તાયછે. ॥ ૧૨૨ ॥

इंद्रियाणिमनोबुद्धिःसत्वंतेजोबलंधृतिः ॥
वासुदेवात्मकान्याहुःक्षेत्रंक्षेत्रज्ञएवच॥१२३॥

ટીકા—ચક્ષુઆદી લઇ ઇંદ્રીયો મન. બુદ્ધી. સત્વ, તેજ, બળ ધૃતિ અને ક્ષેત્રજ્ઞ. આ બધી વસ્તુઓ વાસુદેવ ભગવાનના આધારેછે. ॥૧૨૩॥

सर्वागमानामाचारःसत्वंतेजोबलंधृतिः ॥
आचारप्रभवोधर्मोधर्मस्यप्रभुरच्युतः॥१२४॥

ટીકા—સર્વ શાસ્ત્રોમાં આચાર એટલે શુદ્ધતા એ મુખ્ય વાત કહેલીછે. તે શુદ્ધતાથી ધર્મ છે અને તે ધર્મના પ્રભુ શ્રી કૃષ્ણ ભગવાન છે. ॥ ૧૨૪॥

ऋषयःपितरोदेवामहाभूतानिधातवः ॥
जंगमाजंगमंचेदंजगन्नारायणोद्भवम्॥१२५॥

ટીકા—ૠષી. પીતા, દેવો અને મહાભુત તથા સુવર્ણ

આહી ધાતુઓ સ્થિર અને ચળ આ બધું જગત નારાયણ-
થીજ ઉપજેલું છે. ॥ ૧૨૫ ॥

योगोज्ञानंतथासांख्यंविद्याःशिल्पादिकर्मच ॥
वेदाःशास्त्राणिविज्ञानमेतत्सर्वंजनार्द्दनात् ॥

ટીકા—યોગ, જ્ઞાન, સાંખ્યઆદી ચઉદ વિદ્યાઓ અને
શીલ્પાદીક કર્મો તથા વેદો શાસ્ત્રો અને વિજ્ઞાનાદી આ બ-
ધુ જનાર્દન ભગવાનથી લોકોમાં પ્રસીદ્ધ થયુંછે. ॥ ૧૨૬ ॥

एकोविष्णुर्म..द्भूतंपृथग्भूतान्यनेकशः ॥
त्रीन्लोकान्व्याप्यभूतात्माभुंक्तेभुगव्ययः

ટીકા—એકલાજ વિષ્ણુ મોટા ભુત થઇને જુદા જુદા
પ્રાણીઓના અને ત્રણ લોકમાં વ્યાપીને નાશ રહીત ભુતો-
નો આત્મારૂપ ને જગતનું રક્ષણ કરનાર અવિનાશી વિષ્ણુ
ભગવાન આ જગતને ભોગવેછે. ॥ ૧૨૭ ॥

इमंस्तवंभगवतोविष्णोर्व्यासेनकीर्त्तितम् ॥
पठेद्यइच्छेत्पुरुषःश्रेयःप्राप्नुंसुखानिच।१२८।

ટીકા—વ્યાસ મુનીએ કહેલા આ વિષ્ણુ ભગવાનના
પાઠને જે પુરૂષ ભણે અથવા પાઠ કરે તે પુરૂષ કલ્યાણ અને
સુખને પામેછે. ॥ ૧૨૮ ॥

विश्वेश्वर..जंदेवंजगतःप्रभवाप्ययम् ॥
भजंतियेपुष्कराक्षंनतेयांतिपराभवम्॥१२९॥

ટીકા—વિશ્વના ઈશ્વર જન્મ રહીત જગતને ઉત્પન્ન
અને સ્થિતી કરનાર. કમળ સરખા નેત્રવાળા એવા વિષ્ણુ
ભગવાનને જે પુરૂષો ભજેછે તે આ સંસારમાં કોઈ વખત
પણ ફરી પ્રાપ્ત થતા નથી. ॥ ૧૨૯ ॥

॥ अर्जुन उवाच ॥

पद्मपत्रविशालाक्षपद्मनाभसुरोत्तमम् ॥
भक्तानामनुरक्तानांत्राताभवजनार्दन॥१३०॥

ટીકા હવે અર્જુનજી શ્રી કૃષ્ણ ભગવાન પ્રત્યે કેહેછે કે, કમળના સરખા વિશાળ નેત્રવાળા અને નાભીમાં કમળને ધારણ કરનાર અને દેવતાઓમાં શ્રેષ્ટ હેજનાર્દન ભગવાન તમો વિરકત ભકતોના ત્રાતાછો. ॥ ૧૩૦ ॥

॥ श्रीभगवानुवाच ॥

योमांनामसहस्त्रेणस्तोतुमिच्छतिपांडव ॥
सोहमेकेनश्लोकेनस्तुतएवनसंशंयः ॥१३१॥

ટીકા—એવાં અર્જુનનાં વાકયો શાંભળી શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે કેહેછે કે, હે પાડવ. હે અર્જુન, જે મનુષ્ય મને નામના સહુસ્રવડે મારૂં સ્તવન કરવા સારૂં ઇચ્છે છે તેને હું એક શ્લોકથીજ સ્તવન કરેલો સમજુછું આમાં કાંઇ પણ સંશય નથી ॥ ૧૩૧ ॥

नमोऽस्त्वनंतायसहस्त्रमूर्तयसहस्त्रपादाक्षिशि रुबाहवे ॥ सहस्त्रनाम्नेपुरुषायशाश्वतेसहस्त्र कोटीयुगधारिणेनमः ॥१३२॥

ટીકા—અંત વગરના, સહુસ્ર મૂર્તિઓને ધારણ કરનારા. હજાર પગ, નેત્ર, માથાં, જાંઘો. હાથો અને પોતાની સત્તાથી ધારણ કરી અનેક પ્રકારના લોકોમાં હજારો નામોએ કરી પ્રસીદ્ધ થનારા ને હજારો કોટી યુગોને ધારણ કરનારા શ્રી વૈરાટરૂપ વિષ્ણુના અર્થે સ્તવન કરનારા પુરૂષોને અમારો દંડ વૃત પ્રણામ થાઓ. ॥ ૧૩૨ ॥

नमःकमलनाभायनमस्तेजलशायिने ॥
नमस्तेकेशवानंतवासुदेवनमोस्तुते ॥१३३॥

ટીકા—કમળની પેઠે ગોળ વર્તુલાકાર જેની નાભી છે. હેવા વિષ્ણુ ભગવાનને મારો નમસ્કાર થાઓ અને જળપર શયન કરનારા ભગવાનને મારો નમસ્કાર થાઓ અને કેશવ ભગવાનને તથા અનંતરૂપ ભગવાનને મારો નમસ્કાર થાઓ અને વસુદેવજીના પુત્ર વાસુદેવ ભગવાનને મારો નમસ્કાર થાઓ. ॥ ૧૩૩ ॥

वासनाद्वासुदेवस्यवासितंभुवनत्रयम् ॥
सर्वभूतनिवासोसिवासुदेवनमोस्तुते ॥१३४॥

ટીકા—જે વાસુદેવની ઇચ્છાથી સ્વર્ગ મૃત્યુ અને પાતાળાદી ત્રણ ભુવનો વાસીત થએલા છે ને સર્વ પ્રાણીઓના નિવાસરૂપ હેવા વાસુદેવ ભગવાનને મારો નમસ્કાર હો.

नमोब्रह्मण्यदेवायगोब्राह्मणहितायच ॥
जगद्धितायकृष्णायगोविंदायनमोनमः॥१३५॥

ટીકા—બ્રહ્મણ્ય દેવને મારો નમસ્કાર થાઓ. ગાય બ્રાહ્મણ અને જગતના હીત કરનારા અને વેદે કરી પાંમવા યોગ્ય હેવા કૃષ્ણ ભગવાનને નમસ્કાર હો. ॥૧૩૫॥

आकाशात्पतितंतोयंयथागच्छतिसागरम् ॥
सर्वदेवनमस्कारःकेशवंप्रतिगच्छति ॥१३६॥

ટીકા—આકાશથી પડેલું પાણી જેવી રીતે સાગર પ્રત્યે જાયછે. તેવી રીતે કેશવ ભગવાંન પ્રત્યે નમસ્કાર કર્યાથી સર્વ દેવોને નમસ્કાર થાયછે. ॥ ૧૩૬ ॥

एषनिष्कंटकःपंथायत्रसंपूज्यते [illegible]रिः ॥
कुपंथंतंविजानीयाद्गोविंदरहितागमम्॥१३७॥

ા—જેને વિશે હરી પુજાયછે તે આ કાંટા વગરનો . ને જે શાસ્ત્રો ગોવિંદ ભગવાનથી રહીત છે તે કુપંથ જાણવો. ॥ ૧૩૭ ॥

सर्ववेदेषुयत्पुण्यंसर्वतीर्थेषुयत्फल ॥
तत्फलंसमवाप्नोतिस्तुत्वादेवंजनार्दनं ३८

ટીકા—સર્વ વેદોમાં જે પુણ્ય છે. અને સર્વ તિર્થો કરવાર્થી જે ફળ મળેછે તે સઘળું ફળ જનાર્દન ભગવાનની સ્તુતી કરવાર્થી પ્રાપ્ત થાયછે. ॥૧૩૮॥

योनरःपठतेनित्यंत्रिकालंकेशवालये ॥
द्विकालमेककालंवाक्रूरंसर्वंव्यपोहति ॥१३९॥

ટીકા—જે માણુસ આ વિષ્ણુ સહસ્ત્ર પાઠને કેશવ ભગવાનના મંદીરમાં ત્રણ કાળ, બે કાળ, અથવા એક કાળ ભણે તો તે પુરૂષનાં સઘળાં ખરાબ કર્મો નાશ પામેછે.

दह्यंतेरिपवस्तस्यसौम्याःसर्वेसदाग्रहाः ॥
विलीयंतेचपापानिस्तवेह्यस्मिन्प्रकीर्त्तिते ४०

ટીકા—કહેલા કેશવ ભગવાનના મંદીરમાં જે માણુસ વિષ્ણુ સહસ્ત્રનો પાઠ કરેછે. તેના શત્રુઓ બળી જાયછે ને તેને સર્વદા સર્વ ગ્રહો શુભ થાયછે. ને તેનાં સઘળાં પાપો લય પામેછે. ॥ ૧૪૦ ॥

येनध्यातःश्रुतोयेनयेनायंपठितःस्तवः ॥
दत्तानिसर्वदानानिसुराःसर्वेसमार्चिताः।१४१।

ટીકા—જેણે ભગવાનને ધ્યાન ધર્યા ને જેણે સાંભળ્યા, જેણે ભણ્યા, જેણે સ્તુતી કર્યા. તેણે સર્વ દાંનો આપ્યા ને તે પુરૂષે સર્વ દેવોને પુજ્યા. ॥ ૧૪૧ ॥

इहलोकेपरेवापिनभयंविद्यतेक्वचित् ॥

नाम्नासहस्रंयोऽधीतेद्वादश्यांममसन्निधौ.

टीका—બારસને દીવસે મારા સમીપ સહસ્ત્ર નામ. જે ભણે તેને આ લોકમાં ને પરલોકમાં કાંઈ પણ ભય જણાતો નથી. ॥૧૪૨॥

सनिर्दहतिपापानिकल्पकोटिशतानिच ॥
अश्वत्थसान्निधौपार्थकृत्वामनसिकेशवम् ४३॥

ટીકા—હે અર્જુન મનમાં ભગવાનને ધારી પીપળા સમિપ વિષ્ણુસહસ્ત્ર નામને ભણે તો તેનાં સો કોટી અને કલ્પ કોટી પાપો બળી જાયછે. ॥ ૧૪૩ ॥

पठेन्नामसहस्रंतुगवांकोटिफलंलभेत् ॥
शिवालयेपठेन्नित्यंतुलसीवनसंस्थितः ।१४४।
नरोमुक्तिमवाप्नोतिचक्रपाणेर्वचोयथा ॥
ब्रह्महत्यादिकंपापंसर्वंसद्योविनश्यति॥१४५॥

ટીકા—આ વિષ્ણુસહસ્ત્રને જે માણસ મહાદેવના દેવળમાં ભણે તો તેને કોટિ ગો દાનોનું ફળ મળેછે ને જો તુળશીના વગડામાં બેશી નિત્ય ભણે તો તે માણસ મુકતીને પામેછે ને તેનાં બ્રહ્મ હત્યાદીક સઘળાં પાપો તત્કાળ નાશ પામેછે એવું શ્રી કૃષ્ણનું વચન છે. ॥ ૧૪૫ ॥

इतिश्रीमन्महाभारतेशतसहस्रसंहितायांवैयासिक्यांआनुशासनिकेपर्वणिदानधर्मेभीष्मयुधिष्ठिरसंवादेश्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रंसमाप्तम् श्रीकृष्णार्पणमस्तु ॥ छ ॥ छ ॥

સમાપ્ત.